# કન્યા વાંચનમાળા :—

# પુસ્તક ત્રીજાના અર્થ.

(જેની અક્ષર અર્થ, કવિતાની સમજુતી,
[illegible] સવાલ

રચનાર—મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો.
રચનારનું ઠેકાણું—શાહપોર—સુરત.

પ્રસિદ્ધ કર્તા—C. M. Shah.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—શાહપોર—સુરત.
આવૃત્તિ ૨જી.



છાપનાર—નારાયણરાવ [illegible]—ટીકમ.
છાપવાનું ઠેકાણું—"શંકર" પ્રીન્ટીંગ પ્રેસ ચકલાના
પુલપર—સુરત.
સને ૧૯૧૮ — માર્ચ

કિંમત ૭ આના.

# કન્યા વાચનમાળા.

## પુસ્તક–ત્રીજાના અર્થ.

### પાઠ ૧ લો.

વિદ્યાધન=વિદ્યારૂપી ધન
ગરજ=જરૂર
અવસ્થા=સ્થિતિ
ટકવાની=નભવાની
દિલાસો=ધારણા; ધીરજ
સુદ્ધાં=પણ
દૃઢ=મજબૂત; ચળે નહિ એવો
નિશ્ચિંત=નિરાંતે; ચિંતા વિના
ભાવ=હેતુ; રહસ્ય
શ્રમ=મહેનત.
મર્મ=રહસ્ય; ગૂઢ અર્થ
તરંગ=મોજાં
અનુમાન=તર્ક; ધારણા
જ્ઞાનરત્ન=જ્ઞાનરૂપી રત્ન
અલ્પ જ્ઞાનીઓ=ઓછા જ્ઞાનવાળા
વિપત્તિ=અડચણ; દુઃખ
અવિચારી=વગર વિચારે કામ
કરનાર
મુદ્દલ=બીલકુલ
અનાદર=અવગણના: દરકાર ન
રાખવી તે
જવલ્લે=ભાગ્યે
એકાગ્ર=સ્થિર; એકજ જગ્યાએ
ચોંટેલું
આહાર=ખોરાક
પરિશ્રમ=વધારે મહેનત
તાત્પર્ય=સારાંશ
પ્રશ્ન=સવાલ
આજીજી=કાલાવાલા

### પાઠ ૨ જો.

નસંતાન=છૈયાં છોકરાં વિના
કોગળીઉં=ઓકી ઓકીને માણસ
મરણ પામે તે રોગ
અકાળ=ઓચિંતું; કસમતનું
ઘરખટલો=ઘરનો કારભાર
કુશળતા=કાબેલીયત
ગુમાસ્તા=નોકર

બેડો=ટૂકડી; જથ્થો
મુનીમ=મુખ્ય ગુમાસ્તો; હિસાબ રાખનાર
પ્રમાણિક=નીતિસર ચાલનાર
નીમકહલાલ=ખાધેલું હલાલ કરનાર; લુચ્ચાઇ ન કરનાર
આપમતલબીઆ=પોતાનું ભલું તાકનાર
ભક્ષ=ખાવાનું; ખોરાક—મારીખાવાનું
સ્વર્ગવાસ=સ્વર્ગમાં વાસ થવો તે; ગુજરી જવું
દુઃખના ડુંગર રેલ્યા=ઘણાં દુઃખ આવી પડયાં
વૃદ્ધાવસ્થા=ઘડપણ
સહાયતા=મદદ
અબળા=બળ વગરની; સ્ત્રી
છટા=લઢણ; છૂટ
લાવણ્યતા=વિવેક; મિઠાશ
ઝવેર=પાણી; દૈવત
સભ્યતા=વિવેક
સરવાયાં=દેવું લેણું કેટલું છે તે જાણવા માટે કરેલી તારીજો
આડતીઆ=આડત લઇ કામ કરી આપનાર—માલ મોકલનાર
દલાલ=દલાલી લઈ માલ વેચી આપનાર કે લઇ આપનાર
રજુ કરવી=હાજર કરવી
હુંડીપત્રી=એક ઠેકાણે ભરેલા રૂપીઆ બીજે ઠેકાણે મળવા બાબત વેપારીઓ જે કાગળ લખી આપે છે તે
પરવાનગી=રજા
મહત્ત્વ=અગત્ય
ગંજાવર=બહોળો
દાબ=તાપ; કાબુ
દાબ બેસવો=કહ્યા પ્રમાણે કરવું

પાઠ ૪ થો.

મનમારવું=મનને કાબુમાં રાખવું
સરદારી=મોટાઈ
દુર્ગુણ=નઠારા ગુણ
આડે=અવળે માર્ગે
ફાંસામાં=પંઝામાં
કાબુ=દાબ
યોગીઓ=ઇશ્વરને મેળવવા યત્ન કરનાર; યોગ સાધનાર
ડગાવી દેછે=પોતાના નિશ્ચયથી ચ-

ળાવી નાખે છે
ખળ=લુચ્ચું
કઠોર=નિર્દય
ચપળ=જલદી સડકી જાય એવું
ચોદિશ=ચારે દિશામાં
પ્રીતમ=એ નામનો એક કવિ થઇ ગયો છે
તર્કવિતર્ક=વિચાર; શંકા અને તેનું સમાધાન
અંકુશ=દાબ
બહેકે છે=દાબમાં રહેતી નથી
ઇંદ્રિયો=૧૧ છે. ૫ જ્ઞાનેંદ્રિયો, ૫ કર્મેંદ્રિયો અને મન
જ્ઞાનેંદ્રિયો=આંખ, કાન, નાક, જીભ, ચામડી.
કર્મેંદ્રિયો=હાથ, પગ, મોં, ગુદા, ઉપસ્થ
આધીન=તાબે
કર્તવ્ય=કામ; ફરજ

વિરુદ્ધ=ઉલટી
લબાડી=ગપ્પાં મારી આમતેમ સમજાવવું તે
ઉતરવા=પાસ થવા
બેસતી=ઓળખાણ; પીછાન; દોસ્તી
રંજાડવા=દુ:ખ દેવા
મનોવિકાર=મનના વિકાર; લાગણી
ઇંદ્રિયસુખ=ઇંદ્રિયોનાં સુખ
વાસના=સૂક્ષ્મ ઇચ્છા
નિરપરાધી=અપરાધ વિનાનો
વાંછના=ઇચ્છા
અકસ્માત=ઓચિંતી અડચણ
તડાકા=ગપ્પાં
પ્રત્યેનો=તરફનો
વૃત્તિ=વલણ
ગુલામ=વેચાણ લીધેલો નોકર
ચડસ=એક વાતનો ખાસ શોખ હોય તે
જાથુના=હંમેશના

**સમજુતી**—મન માનતું નથી. એને સો ફેરા સમજાવું તોએ શું થાય ? શું વળે ? લુચ્ચું, કડણ, દયા વગરતું, ચંચળ, ચોર, ઉતાવળી ગતિ વાળું મન ચોદિશ—ચારે દિશામાં જાય છે. ખાળવાથી એ ખાળી શકાતું નથી.

## પાઠ ૫ મો.

ચિત્રકૂટ=નાશક પાસેની જગ્યા.

ભારદ્વાજ=એ નામના એક ઋષિ હતા

ભેટ લઇ=મુલાકાત લઇ

વાલ્મિક=એ એક ઋષિ હતા. જાતે ભિલ્લ હતા. લૂંટવાનો ધંધો કરતા હતા. નારદના ઉપદેશથી તેમણે એ ધંધો છોડી ઇશ્વર ભજન કરવા માંડયું. અને મોટા ભક્ત કવિ થયા એઓ તમસા નદીને કિનારે સંધ્યા કરતા હતા તે વખતે એક પારધીએ કામ મોહિત ક્રૌંચ પક્ષીના જોડામાંના એકને મારી નાખ્યું આ જોઇ ઋષિને ઘણી દયા ઉતપન્ન થઈ અને તેમણે રામાયણ લખ્યું.

સમાગમ=મુલાકાત.

આશ્રમ=ઋષિઓને રહેવાની જગ્યા

ઉત્તરક્રિયા=મુઆ પછીની ક્રિયા

નિઃશંક=શંકા વગરના

શત્રુઘ્ન=શત્રુને મારનાર. વિશેષ નામ છે.

અત્રિ=એ નામના ઋષિ હતા.

અનસૂયા=અદેખાઇ સિવાયની. વિશેષ નામ છે. એ મહા સતી હતી. પોતાના પતિની સેવા અખંડ બાર વર્ષ સુધીના દુષ્કાળમાં પણ તેણે કરી હતી તેને પેટે બ્રહ્મા, વિષ્ણુ અને શંકર પુત્રરૂપે અવતર્યા હતા. નર્મદા કિનારે ચાદોદ પછી એ સતીના નામનું સ્થાન આવે છે, ત્યાં હજુ પણ રક્તપીતીયા માણસો રોગ મુક્ત થાય છે.

મળ=મેલ

પુષ્પમાળ=ફૂલની માળા

કુંકુમ=કંકુ

આપત્કાળ=દુઃખની વખત

છળેછે=છેહ દેછે

અસહ્ય=સહન ન થાય તેવાં

મનસા=મનવડે થતો.

કર્મણા=કર્મ વડે થતો

અખંડ=ખંડિત નહિ તે.

પતિવ્રતા=પતિ એજ વ્રત-નિયમ છે જેનો એવી પતિનેજ મુખ્ય

માનનારી
ઉપવન=નાનું વન
વાટિકા=વાડી
ભસ્મ લેપિત=ભસ્મ-રક્ષાનું જેમણે લેપન કરેલું છે એવા; ભસ્મ ધારણ કરેલા
ચંદન અર્ચિત=ચંદનની અર્ચા કરેલી છે એવા
ધર્મ કાર્ય તત્પર=ધર્મનાં કામ કરવામાં તૈયાર
ઋષિપત્નીઓ=ઋષિઓની સ્ત્રીઓ.
દારૂણ=ભયંકર
સોહે=શોભે
વિશાળ=લાંબો પહોળો
મનોહર=મનને હરનાર
વારૂ=સુંદર
વિવિધ=જુદી જુદી જાતના
વૃક્ષવેલી=ઝાડ અને વેલીઓ
કેલી=આનંદ
જુજવી=જુદી જુદી
રૂઅડલી=સારી
લેપિત=લેપન કરેલુંછે જેમણે એવા
અર્ચિત=ચંદનની અર્ચા કરેલી છે જેમણે એવા
વેવળીઓ=વલવલ કરનારી
પેખું=જોઉં.

ભયંકર વનમાં આ ઋષિનો વિશાળ આશ્રમ શોભે છે. મનને હરનાર સુંદર આ આશ્રમ શોભે છે. કેવો સુંદર દેખાય છે! એની રચના જોવાથી મન ઠર્યું છે. તૃપ્ત થયું છે.

સારી વાડી, નાનું વન અને અહીં તહીં જુદી જુદી જાતનાં વૃક્ષ-ઝાડ અને વેલીઓ, ફૂલ; ફળ, વગેરે છે અને પંખીઓ ઘણા આનંદ કરે છે.

આ પાસે વિદ્યાર્થીઓની જુદી જુદી કોટડીઓ આવેલી છે. તે સારી ગોઠવણ દીલને પ્રસંદ પડી-ગમી.

આ પાસે ભસ્મ ધારણ કરેલા અને ચંદનની અર્ચા જેમણે કરેલી છે એવા ઋષિઓ વેદ ભણે છે અને મન રાખીને જુએ છે-વિચારે છે.

ધર્મ કર્મમાં તૈયાર રહેનારી ઋષિઓની સ્ત્રીઓને દેખું છું. તેમાં કેટલીકને ડાહી ને કેટલીકને વલવલ કરનારી જોઉં છું-વલવલ કરનારી છે છતાં તેમને પણ પવિત્ર ને સુંદર જોઉં છું.

### પાઠ ૭ મો.

ચિત્રવિદ્યા=ચિત્ર કાઢવાની વિદ્યા; ડ્રોઇંગ

ફતેહમંદી=સફળતા

નિષ્ફળતા=પાછાં પડવું તે; ફળ ન મળે તે

ટકોરા=ઠોકર; કહેણ

નિરૂત્સાહી=ઉત્સાહ વગરનાં; હોંસ વગરનાં

ઉથળા=ઉધામા; પ્રયત્ન; ફરી ફરી કરવું તે

સતત=ચાલુ; અખંડ

આગ્રહ=ખંત

વક્તા=ભાષણ કરનાર

યથાર્થ=બરોબર

લુખા=જેમાં રસ ન પડે એવા.

### પાઠ ૮ મો.

હીજરી=મુસલમાની; મહંમદ પેગંબરના મક્કાથી મદીને નાસી આવવાને હીજર કહે છે તે ઉપરથી હીજરી

ગળથુથી=બાળક અવતર્યા પછી તેને ધાવતાં ન આવડતું હોવાથી ગોળ ઘી અને પાણી જરા ઉનું કરી પાવામાં આવે છે તે

ધાંટી=અણી; જાળ; કાળ

શાદી=લગ્ન

સહકુટુંબ=છૈયાં છોકરાં સાથે.

પત્તો=ભાળ

કુરાન=મુસલમાન લોકોનું ધર્મપુસ્તક

ગુલીસ્તાન=શેખ શાદી નામના મુસલમાન કવિનું ઉત્તમ કાવ્ય પુસ્તક.

કરીમા=એ પણ એક ઇશ્વર સ્તુતિનું મુસલમાની પુસ્તક છે અને કવિતામાં છે.
કાજી=ન્યાય કરનાર.
બખીલ=કંજુસ
મુદ્દામ=ખાસ
નીકા=લગ્ન
પત કરી=કબુલ કરી
પાનપત=પાણીપત; દિલ્હીની પાસેનું ગામડું
બુરાઇ=બદબોઇ; નઠારી વાત
હેડમિસ્ટ્રેસ=મુખ્ય મહેતી

## પાઠ ૧૦ મો.

ગપાટા=ગપ્પાં; નજીવી વાતો
રોકકળ=રડવું અને કજીઓ કરવો—કકલાટ કરવો
આભ એક તસુજ બાકી રહ્યોછે=પોતાના મનમાં ઘણી મોટાઇ માનનારી થઇ ગઇ છે
પુમડે પાણી પાવું=સતાવવો; પુમડા વડે પાણી પિવાય નહિ છતાં તે પ્રમાણે જબરજસ્તીથી કરાવવું
વાનાં=વાતો
ઠસ્સો=ડોળ; લટકો
જમાનો=વખત
ખાધે પીધે દિવાળી ને ઉગરે ઉચાટ=ખાવા પીવાથીજ મજા અને જો તેમ કરતાં કાંઇ પુંજી પાસે બચે તો દીલગીરી થાય, કે અરે રામ આટલું ખરચી નાખવાનું રહી ગયું
નાકમાં ઉંટ ચાલ્યાં જાય છે=તે ઘણી અભિમાની છે. એવા માણસના નાક ફુલે છે તેથી આ વચન
સાહેબ લોકશી=સાહેબ લોકોના જેવો
ઓર=જુદી
મુહૂર્ત=સારો વખત
વઢકારી=વઢકણી
ઉધડી લીધી=તેની સાથે ખૂબ લડી ન કહેવા જેવું કહ્યું
ખોતરડા કાઢયા= નઠારી વાતો—સાચી કે જુઠીને ઉઘાડી પાડી
મહોર મહોરની માપે=સખ્ત ઝાટકણી કાઢે

ઓખણું=સાતે પેઢીના ખધરાં કાઢે–ખોતરે
છાવરી વાળવું=ઢાંકી દેવું; ટાઢું પાડવું
ઘેર ઘેર માટીના ચુલા છે=ખધરાં કાઢવા બેસીએ તો બધાંનાં નીકળે કોઇ તદન પવિત્ર—બાકી ન રહે–બધાં એક સરખાં છે.
સ્વભાવિક=કુદરતી

## પાઠ ૧૧ મો.

કાળિઆર=કાળોમૃગ; નરહરણ
અદૃશ થઇ ગયું=દેખાતું બંધ થયું
દાખવી=બતાવી
જીવતદાન=જિંદગીનું દાન કરવું; જીવ બચાવવો તે.
અંદેશો=શંકા.
ઉત્કંઠા=પ્રબળ ઇચ્છા.
વિચારશીળ=વિચાર કરીને કામ કરનાર.
અમાન્ય થાય છે=કબુલ કરતી નથી
પ્રમાણ=નક્કી; સિદ્ધ
નિર્ણય=નિકાલ
પાલવ=કામઠાની દોરી
ગરક થવું=ડૂબી જવું
સ્વાર્થી=પોતાનું ભલું ઇચ્છનાર.

## પાઠ ૧૩ મો.

મરદાની=મરદ માણસોને રમવા જેવી
અસ્ત્ર=ફેંકીને મારવાનું હથિયાર
શસ્ત્ર=હાથમાં રાખીને મારવાનું હથિયાર
પ્રવીણ=હોશિયાર; નિપુણ
વંશજ=કુળનો; વંશમાં જન્મેલો
કારસ્તાન=નઠારાં કૃત્ય; દગા ભરેલા કામો; યુક્તિ પ્રયુક્તિ
ઉપજીવિકા=ગુજરાન
અથ ઇતિ=પહેલેથી છેલ્લે સુધી.
તરાપ=ફલંગ
અરસામાંજ=એ વખતેજ
સૌંદર્ય=ખુબસુરતી
ઘાટ=યુક્તિ
મુદ્દામ=ખાસ
ખંડ=ઓરડો
તરકટ=કપટ; બનાવટી વાત.
વધ કર્યો=મારી નાખ્યો
ચોકી.=ચોકી.

કોટવાલ=શહેરના રક્ષણ માટે નિમાયલો અમલદાર
સમક્ષ=રૂબરૂ
લાશ=મુડદું
પ્રશંસા=વખાણ

## પાઠ ૧૪ મો.

ખામોશ=સહન કરવું; ગમખાવી; ખમી જવું
**અધીરા સો બાવરા ધીરા સો ગંભીર**=ધીરજ વગરનો માણસ ઉતાવળ કરે છે—બાવરો બની જાયછે એટલે તેનાથી કામ થઈ શકતું નથી. અને ધીરજવાળો માણસ ગંભીરાઈથી પોતાનું કામ પાર પાડી શકે છે.
આપત્તિ=સંકટ
જોગ=વખત
કષ્ટકાળે=દુઃખને વખતે
બડા=મોટા
ભેળસેળ=એકઠાં
રણસંગ્રામ=લડાઇ.
ખટપટ=તકરાર
કૃત્ય=કામ
દુર્દૈવ=કમનસીબી
હાયવરાળ=અતિશાય
વેણ=વચન
સુકૃત્યો=સારાં કામ
જોગવાઈ=સવડ
હેબક=ધાસ્તી
ઓશિઆળું=ગરીબ; લાચાર; શરમાયલું
પ્રબળ=જોરાવર
બાકરી બાંધવી=કેડ બાંધવી; અર્થાત્ લડવું
કલોલ=આનંદ
ગર્વિષ્ઠ=અભિમાની
પંક્તિ=હાર
શૌર્ય=શૂરત્વ; શૂરવીરપણું
દેશાભિમાન=પોતાના દેશને માટે માન
મંદ=સુસ્ત
મહત્=મોટાં

**સમજુતી**—ઇશ્વરને જે વખતે જે ગમે તે સઘળું આપણે સહન કરવું અને હમેશાં મનમાં ખુશીજ રહેવું. કદી ડરીને મનથી

હિંમત હારી જવી નહિ. ઘણા દુઃખની વખતે ઘણી હિંમત રાખવી.

જુઓ, જાનકી રામચંદ્રજી જેવા મોટા રાજાની રાણી હતી. તેને રાવણે ખભે બેસાડીને (પોતાની અશોક વાડીમાં) રડતી આણી હતી, તેમણે ધીરજ રાખી જેવી રીતે વખત ગુજાર્યો-કાઢયો તે પ્રમાણે ઘણા દુઃખની વખતે ઘણી હિંમત રાખવી.

પાંચ પાંડવની સ્ત્રી સતી દ્રૌપદીને સભાની વચ્ચે આણ્યાં (કુળવાન સ્ત્રીને મરદોની સભામાં આણવી એ મોટો અન્યાય) એટલુંજ નહિ પણ તેના પતિઓના અને સભાના દેખતાં પાપીએ તેનાં વસ્ત્ર ચીર ખેંચ્યાં. આટલું આટલું અપમાન થયા છતાં-દુઃખ પડયા છતાં તેનણે પોતાનો પ્યારો પ્રાણ તજ્યો નહિ. માટે આપણે પણ ઘણા દુઃખની વખતે ઘણી હિંમત રાખવી.

અયોધ્યાનો રાજા હરિશ્ચંદ્ર ઘણી પીડા પામ્યો અને વિશ્વામિત્રને રાજ્યપાટ આપી દીધા પછી દુઃખને વખતે મજુરી કરીને પણ જીવ્યો. જુઓ, તે મોટા હાથીના હોદ્દાપર બેસનારો હતો (છતાં પણ દુઃખના પ્રસંગે હિંમત ન હારી જીવ્યો અને અંતે સુખી થયો) માટે આપણે ઘણા દુઃખના પ્રસંગે ઘણી હિંમત રાખવી.

પાઠ ૧૬ મો.

અલબત=બેશક
અપેક્ષા=ઇચ્છા
નામકરણ સંસ્કાર=નામ પાડતી વખતે જે ક્રિયા કરવામાં આવે છે તે. નામ પાડવું તે
પ્રભા=તેજ
સુવર્ણ=સોનું
કઠિણતા સૂચક=કઠણતા બતાવનારાં
મનુસ્મૃતિ=મનુભગવાને બનાવેલી સ્મૃતિ-ધર્મ પુસ્તક
અનુમાન=તર્ક
તરુણ=જુવાન
અવસ્થા=સ્થિતિ

૭૫૫૬



ઓથડ=મૂર્ખ; અણુઘડ
અંગ=ભાગ
સંમતિ=સલાહ
કુમારિકા=પરણ્યા વિનાની નાની બાળકી.
છૂટા છેડા કરવા=તલ્લાક આપવી; વિવાહ સંબંધ તોડવો
હવાલો=સોંપણુ; દેખરેખ
વધુ=વહુ
પ્રસિદ્ધ=પ્રખ્યાત
શ્રીમંત=પૈસાદાર.
કુલિન=આબરૂદાર

## પાઠ ૧૭ મો.

કરકસર=યોગ્ય ખરચ કરી કંઇક બચાવવાની ઇચ્છા તે.
કંજુસાઇ=હોય છતાં ખર્ચ ન કરવો ને દુ:ખી થવું તે
ઉડાઉપણું=ખરચાળપણું
દુર્ગુણ=નઠારો ગુણ
લાહે=આગ-તીવ્ર ઇચ્છા
નિરૂપયોગી=ઉપયોગ વિનાનું
ચરૂ=દેગ
કિંવા=અથવા
મુદત=વખત
શિલા=પથ્થરની છાટ
મખીચુસ=ઘીમાં માખી પડી હોય તો તેને પણ નીચોવી લેનાર; અતિશય કંજુસ
પેટે પાટા બાંધવા=પૂરતું ખાતું પણ નહિ
ચમડી તૂટે પણ દમડી ન તૂટે=શરીરને નુકસાન થાય તો ખેર પણ પૈસા ન જવા જોઇએ
કૃપણ=કંજુસ
જેરબંધ=કોરડાનો
સાંચ્યું=સંઘર્યું
નિરર્થક=નકામું

પેટ બાળીને સાંચ્યું ને દીવો બાળીને કાંત્યું તે નિરર્થક જાયછે.

ખાધામાં દુ:ખ વેઠી પૈસા એકઠા કીધા હોય તે નકામા જાય છે કારણ ભૂખ અથવા નઠારા ખોરાકથી મરણ જલદી થાયછે. તેજ પ્રમાણે રાતનું કાંતેલું સુતર પણ નકામું થાય છે કારણ કે અંદર ગળી ગળફા વગેરે રહી જાય છે-જાડું પાતળું પણ થઇ જાય છે.

દોહીલા દિવસ=નઠારા દિવસ; પ્રારકાને આશરે પેટ ભરવાના—દુઃખના દીવસ
વૃદ્ધાવસ્થા=ઘડપણ
અથ આવે છે=કામ આવે છે
ચંદનહાર=એક જાતનું ઘરેણું.
શિરપાવ=સેલાં પાઘડીનું ઇનામ; ઇનામ.
ખાળે દાટા ને બારણાં ઉઘાડાં=નાની વાતોમાં બહુ કસર કરે ને જ્યાંથી ઘણા પૈસાનો બચાવ થાય તેને ઠેકાણે લક્ષ ન આપે
દાનત=ઇચ્છા
યથાશક્તિ=શક્તિ પ્રમાણે.

### પાઠ ૧૮ મો.

શકુંતલા=કણ્વ ઋષિની ધર્મપુત્રી અને દુષ્યંતની સ્ત્રી; મેનકા અને વિશ્વામિત્ર ઋષિની પુત્રી, શકુંત નામના પક્ષીએ એનું રક્ષણ જંગલમાં કરેલું તેથી શકુંતલા
ગૌતમી=શકુંતલાને ઉછેરનાર તાપસી
પ્રણામપૂર્વક=નમસ્કાર સહિત
પરિક્રમણ=પ્રદક્ષિણા
પ્રિયવંદા=શકુંતલાની સખી
ઉત્કંઠા=ઇચ્છા
વિયોગ=જુદાપણું
કલ્લા=બચકાં; જુડા
નર્તન=નાચ; નૃત્ય
વિજોગ=જુદાઇ
સકલ=બધી
વનલતા=વનની વેલો
ઉભરો=મનનો જુસ્સો

તારા વિયોગથી હરણો મોઢામાંથી દર્ભના કલ્લા ભોંયપર નાખી દે છે—ખાતાં નથી, મોરને વિયોગના ભાલા વાગ્યા તેથી તેણે નર્તન—નાચનું છોડી દીધું છે—દીલગીર—શોકમગ્ન થઇ ગયા છે. (૧)

સઘળી વનવેલો પણ જાણે ખરેખરાં આંસુ પાડતી હોયની! તેમ પાંદડાં ભોંયપર નાખે છે, અને એ રીતે તારા વિયોગ દુઃખના ઉભરા કાઢે છે. (૨) (વસંત ઋતુમાં વેલોના પાંદડાં સ્વભાવિક રીતે ખરી જાય છે. તે ઉપરથી કવિએ કલ્પના કરી છે.)

વનજ્યોત્સના=વેલનું નામ છે.
કાશ્યપ=મરીચી પ્રજાપતિના પુત્ર
મેળાપ=મુલાકાત
સંકલ્પ=વિચાર
ભત્તાર=ધણી; વર
અવર=બીજી
સુકૃત=સારાં કામ
પ્રમાણ=નક્કી
વધુ=વહુ
વધુવર=વરવહુ
નવમાલિકા=નવીવેલ (વનજ્યોત્સના)

મેં પહેલાંથીજ તારે માટે મારા મનમાં જે ધણીનો વિચાર કરી મૂક્યો હતો. તે રૂપમાં કુળમાં અને બીજા સદ્‌ગુણમાં તારા સરખોજ ધણી તું સારાં કૃત્યથી નક્કી પામી છે. (૧)

તેજ પ્રમાણે એ નવી વેલ (વનજ્યોત્સના)ને પણ આંબો વર મળી ગયો છે અને એને પણ વરવહુની જોડ જામી છે. અર્થાત્ વરવહુ સરખાં યોગ્ય મળ્યાં છે. તું અને તારી વેલ બન્ને હવે વર વિષે સુખીઆં થયાં છો તેથી તેની–વેલની–અને તારા વિષેની મારી ચિંતા આજે ગઈ છે. (૨)

માર્ગપડ=જન
સુપ્રરત=સોંપણ
એજીવવાળી=ગર્ભવંતી
નિર્વિઘ્ને=અડચણ વિના
શુભવર્ત્તમાન=સારી ખબર
પાલવ=છેડો
કુશ=દાભ
અમલ=ચોકખું; મેલવિનાનું
ઇંગુદી=ઇંગોરાં
સામો=ખેડયા વિના એની મેળે થ-
એલું–પાકેલું ધાન્ય
મુઠીભર=મુઠીમાં માય એટલો
તુલ્ય=બરાબર

દર્ભ ચરતાં તેની અણી–ધારથી પડેલા ઘા રૂઝવા માટે ચોકખું ઇંગોરાનું તેલ તેં જેના મોઢે રેડયું હતું–લગાવ્યું હતું અને જેને

મુઠીભર સામો ખવડાવીને તેં ઉછેરી છે તે પુત્રીના જેવી હરણી તને છોડી જાય નહિ–તને છોડશે નહિ. (૧) (શકુન્તલા એ હરણની ચાકરી કરતી હતી તેનું વર્ણન છે.)

| | |
|---|---|
| બાપલ્યા=બિચારા; બાપડા | અવર=બીજું |
| શારંગરવ=કાશ્યપ ઋષિનો શિષ્ય | માન=મોટાઇ |
| ભગવત=પવિત્ર પુરુષ; મોટા માણસ | બંધુજનો=સગાં સંબંધીઓ |
| સંપ્રદાય=રિવાજ; ચાલ | યુવતી=તરુણી |
| તેડ=કિનારો | સત્કાર=આદરમાન |
| સંદેશો=ખબર; કહેણ | વધુ=વધારે; બહુ |
| વૃત્તિ=ઇચ્છા | ઉદય=ચઢતી |

તપ એજ જેમનું ખરૂં ધન છે એવા અમો ઋષિને જે જાણે છે-ઓળખે છે. તે સાથે વળી તમારૂં કુળ પણ ઉંચું છે તે ખુશીથી વિચારી લો.

પોતાની મેળે અકસ્માત એક બીજા ઉપર સ્નેહની વૃત્તિ છૂટી હતી–સ્નેહ થયો હતો તે વખતે કોઇપણ રીતે સગાં વહાલાં કોઇ હતાં નહિ. અર્થાત્ તમારા બન્નેનો સ્નેહ એની મેળે કુદરતી રીતે થયેલો છે સગાંવહાલાંએ વચ્ચે પડી કરેલો સ્નેહ નથી. (૧) જે રીતે આપ વડે બીજી ઘણી રાણીઓ ઘણી માનવંતી છે–આપને માનીતી છે તે પ્રમાણે સામાન્ય સરખા સત્કારથી તમે આ યુવતીને–સ્રીને પણ પાળજો અર્થાત્ બીજી બધી રાણીઓ પર જેવો પ્રેમ રાખો છો તેવો આના ઉપર પણ રાખજો.

એથી વધારે ઉદય પ્રાપ્ત થવો-ચઢતીમાં આવવું-પટરાણી પદે આવવું-રાજાનો વિશેષ પ્રેમ મેળવવો-તો નસીબને આધીન છે. એ સંબંધે વહુના સગાં વહાલાંથી કાંઈ વિશેષ કહી શકાય નહિ કે તમે આનાપર વિશેષ પ્રેમ રાખજો અને બીજીઓનાપર ઓછો પ્રેમ રાખજો. (૨)

## પાઠ ૨૦ મો.

વિકરાળ=ભયંકર
સૃષ્ટિ=દુનિયા
અંકુશ=હાથીના માથામાં ખોસવાનું ત્રિશૂળ જેવું તીક્ષ્ણ ધારવાળું હથિયાર
અદ્ભુત=નવાઇ જેવાં
ચમત્કારી=આશ્ચર્ય ઉત્પન્ન થાય તેવાં
નાથ=બળદના નાકમાં ઘાલવામાં આવે છે તે દોરી જેથી બળદ વશ થાય છે.
બેકેદ=નિરંકુશ; દાબ વગરનો; ઉદ્ધત
નિર્ણય=નિકાલ

## પાઠ ૨૧ મો.

શીલવતી=બ્રહ્મચર્ય-નીતિવાળી
વિદ્યાવતી=વિદ્વાન; ભણેલી
સ્વહસ્તે=પોતાને હાથે; પોતાની જાતે
હાક=બૂમ
નિપુણતા=પ્રવિણતા; માહિતી
રાજ્યતંત્ર=રાજ્યકારોબાર
અમાત્યો=પ્રધાનો
ચકિત થતા=આશ્ચર્ય પામતા
હવાલે કરો=સોંપી દો
મુખત્યાર=માલીક
સાર્વજનિક=સર્વ માણસને ઉપયોગી થઇ પડે તેવી
દલીસો=બચાવ
અગાધ=ઘણી
અમર=નાશ ન પામે એવું
ખોડીલો=ખોડવાળો; વાંકો

## પાઠ ૨૩ મો.

મૃગજળ=હરણ જેને પાણી ધારી ઠગાય છે તેવું ઝાંઝવાનું જળ.
તૃષા=તરસ

અસહ્ય=સહન ન થાય એવો;
 અતિશય
બપોરી=બપોરનો વખત
ક્ષિતિજ=આકાશને પૃથ્વી મળેલી
 જણાય છે તે લીટી
ખારાપાટ=ક્ષારવાળી; જમીનનો
 ઉપલો થર ક્ષારવાળી માટીનો
 બનેલો હોય તે
પરાવર્ત્તન કરવું=પાછાં ફેંકવું.
ગાંધર્વ નગર=ગંધર્વ–દેવના ગવૈયાનું
 શહેર–કૃત્રિમ દેખાવ
વિચિત્ર=નવાઇ જેવો
જાદુથી=જાદુથી બનાવેલો
ભવ્ય=ભભકાદાર
સાવ=તદન

## પાઠ ૨૪ મો.

ઋગ્વેદ સંહિતા=ઋગ્વેદના મંત્રો-
 નો સંગ્રહ
વરુણ દેવ=પાણીનો દેવ
નાવ=હોડી
અશ્વિનિકુમાર=દેવના વૈદ; સૂર્યની
 સૂક્ષ્મણા નામની સ્ત્રીથી સૂર્યનું
 તેજ સહન ન થઇ શકવાથી તેણે
 ઘોડીનું રૂપ ધારણ કર્યું હતું
 તેના નાકમાંથી એ પુત્ર જોડકે
 અવતર્યા હતા તે. એ દેવના વૈદ
 છે અને ઘણાજ રૂપાળા છે.
સમુદ્રયાન=સમુદ્રની મુસાફરી
ભૃગુકચ્છ=ભરૂચ. ભૃગુઋષિનો ત્યાં
 આશ્રમ હતો. કચ્છ=એ પાણી
 પાસેની જગ્યા.
કુમારી ભૂશિર=કેપ કન્યાકુમારી;
 એ હિંદની દક્ષિણે છે.
નાવે=આવે નહિ
મંદિર=ઘર
પરીઆં પરીઆં=છોકરાંનાં છોકરાં;
 પેઢી.

## પાઠ ૨૫ મો.

માનવ=માનવી; માણસ
નેક=ભલાં; ભલાઇનાં

ભુવન=ઘર, દુનિયારૂપી ઘર
હરી જા=લઇ જા
સાથ=સાથે
જરી=લગાર

હે માણુસ જો તું મરે તો જશ લઇને ... અરે અહિં તું કંઇક ભલાં કામો કરી જા-જજે. આ સંસાર રૂપી ભુવનમાં-ઘરમાં ભલાનીજ ભલાઇ છે હે ભાઇ તે તું હિંમત રાખીને જરા હરી જા-લઈ જા. અર્થાત્ તું ભલાઇ લઈ જા, તારી સાથે કશું આવવાનું નથી. તારાથી ઘણું-ન થાય ( ભલાઇનું કામ ) તો થોડું પણ કરી જા. અર્થાત્ યથાશક્તિ ભલાઇ કરવીજ.

વિરલી=દેવતાઇ
રાજ્ય કર્તા=રાજ્ય કરનાર
પરજ્ઞાતિ=બીજી નાત
લક્ષ્મીએ લીલાલહેર કરી મુકી=લક્ષ્મી પુષ્કળ આવી
ખિતાબ=ઇલકાબ
સર=એ પણ ઇલકાબછે, સાહેબ.
લેડી=સ્ત્રીનો ઇલકાબ
ઉપનામ=ઇલ્કાબ
દાનધર્મ=દાન અને ધર્મ કરવો તે
ગુપ્તદાન=છુપું દાન
હેરાનગતિ=દુઃખ
પુણ્યવંતુ=પુણ્ય થાય એવું, પુણ્યનું
આદર્યું=શરૂ કર્યું
અજમાયેશ=અડસટ્ટો
માવતર=માતપિતા
ભુખડું=ભુખે મરતા
બહેસતશીન=ગુજરી ગયાં. પારસી લોકો એ શબ્દ વાપરે છે. આપણે સ્વર્ગવાસ પામ્યાં કહીએ છીએ.

## પાઠ ૨૭ મો.

પ્રવાસી=મુસાફર
ખેર=રજ
અતિનાજુક=અડકતામાં ભાગી જાય એવી
બેડોળ=નઠારા દેખાવવાળી
આકર્ષક=ખેંચાણ કરનાર નરક સહજ દૃષ્ટિ જાય એવ.
કશોભા=બેડોળતા-શોભા નહિ તે.

આવરદા=આયુષ્ય
મેળ ખાય એવા=મળતા આવે એવા
ખૂણે વચાળે=ખૂણે ખાંચરે-જ્યાં દૃષ્ટિએ ન જાય એવી જગ્યાએ
ખાતર=માટે
પતકર્યું=કબુલ કર્યું
સર ન થયો=જીતાયો નહિ
ભીંસ દેવી=પુષ્કળ દબાણ કરવું
સર્વસ્વ=બધું
અર્પણ કરવા=આપવા
અપંગ=એક અંગ વિનાનો; પગ વિનાનો
અનાથ=ધણી-માબાપ કે પાળક વિનાનો
જુસ્સો=લાગણી
ગણના=ગણતરી
પણ=ટેક, નિયમ

## પાઠ ૨૮ મો.

મારવાડ=એ દેશમાં ઊંટ પુષ્કળ થાય છે.
રંજાડે=દુ:ખ દે
બેવફા=નીમકહરામ
અવધિ=છેડો
પર્યંત=સુધી.

જે નરનારી (સ્ત્રી પુરુષ) દેશની દાઝ પોતાના મનમાં ધરતાં નથી અને કેવળ પોતાના લાભનાંજ કામ કરે છે તેમણે પોતાની જાતને નકામીજ વધારી છે. પોતાના દેશીઓ દુ:ખથી રિબાય દેશના પર સંકટ આવે એવું જોઇને કયા માણસનાં રૂઆં ઉભાં નહિ થાય ? અને મનમાં દયા નહિ આવે ? એવે પ્રસંગે તન મન અને ધન અર્પણ કરતાં-કરવામાં જે માણસ ડગી જાય અથવા ફગે-ફસકી જાય-અવળું બોલે અથવા કોઇને ફસકી જવાનું શિખવે, તેવા માણસ ધીટકાર પામે છે અને પોતાના બાપનું નામ ગુમાવે છે.

## પાઠ ૨૯ મો.

બાંધો=શરીરનું બંધારણ
દ્વંદ્વ=હાથો હાથ કે બાઝીને સખ્ત યુદ્ધ કરવું

બદશીકલ=બેડોળ; કદરૂપું
નામર્દ=બાયલો; હીજડો
આશાબંધી=આશામાં બંધાયલી; આશાવાળી
વીરહાક=વીરત્વ ભરેલી બૂમ
બખ્તર=લોઢાના તારનો બનાવેલો કોટ જેથી શરીરનું રક્ષણ થાય તે
મસલત=છૂપી વાત
અસાર=સાર વિનાનું
યવનો=મુસલમાનો
અર્પણ કરવા=આપવા
માંડળિક=ખંડીઆ
રાખડી=સુતરની બનાવી બ્રાહ્મણો બળેવપર બાંધે છે તે; તેવી રૂપાની પણ બને છે અને સોનાની પણ બને છે.
ગ્રંથકાર=પુસ્તક બનાવનાર
કેસરીઆં=કેસરીઆ રંગનાં લુગડાં પહેરી યાહોમ કરી લડાઈમાં કુદી પડવું તે.

## પાઠ ૩૧ મો.

છીંડું=બાકું.
નિર્મળી=ચોકખી
વહોરોછો=પોતાને માથે લઇ લો છો
રખવાળ=સાચવણી કરનાર
ખોખરા કરશે=મારશે
સાતસ્વર=સા, રી, ગ, મ, પ, ધ, ની.
મૂર્છના=રાગને ચઢવો ઉતારવો તે.
ભરતઋષિ=ગાનનું શાસ્ત્ર બનાવનાર
ડાંગ=જાડી લાકડી.
ડબો=સુનાં ઢોરને પુરવાની જગ્યા
લહે=તાન
તરેહ=જાત

## પાઠ ૩૨ મો.

આપબળ=પોતાની જાતનું જોર

## આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ.

પોતાની જાતે જે કામ કરીએ તેવું બીજા પર આધાર રાખ્યાથી ન બને. તેમજ બીજા બધાથી પાણી પૂરૂં પાડી શકાય ખરૂં પણ વરસાદના જેવું, જેટલું તો નજ બની શકે.

પશ્ચાત=પાછળ
બાહુબળ=હાથનું જોર
મહત્વ=અગત્ય
નિર્બળપણું=કમતાકાત
આત્મબળ=પોતાની જાતનું બળ.
જીવનચર્યા=જીંદગીનું સવિસ્તર બયાન
નાહિંમત=નામરદાઇ; બાયલાપણું
પરાપૂર્વ=અસલ
રણક્ષેત્ર=લડાઇની જગ્યા
વિધવા=જેનો ધણી મરી ગયો હોય તેવી સ્ત્રી
મહાવરો=અભ્યાસ

પાઠ ૩૩ મો.

અતિલાડ=ઘણું વહાલપણું
ધીંગામસ્તી=ધમપછાડ; સખ્ત તોફાન
પેશ પહોંચાડે=હરાવી નાંખે; હારની ટોચે પહોંચાડે
હાંકયું આવવું=નાતમાંથી જમવા ન ગયા લીધે ઘેર પીરસણું આવે તે
છણકો=ચાળો
શેર થવું=ચઢી બેસવું; વાઘ જેમ ચઢી બેસે તેમ સામું બોલવું
શેર=વાઘ
વાદે=લીધે; દેખાદેખી
ગાંઠે નહિ=પત ન કરે
આપખુદી રીતે=મરજી મુજબ; સ્વતંત્ર રીતે
મનસ્વી=મનમાં આવે તેવી રીતે
વાંઝીયાબાર=એકનું એકજ છોકરૂં હોય તો તે વાંઝીયાબારનું કહેવાય. તે ન આવ્યું હોત તો વાંઝીઆપણું કહેવાત. જેના આગમનથી બારણું વાંઝીયું મટયું તેવું
લાડઘેલો=લાડીલો
સ્વચ્છંદી=મરજી મુજબ વર્ત્તનાર
સરસો=સાથે
આસનાવાસના કરી=શાંત પડયો; દિલાસો આપ્યો
શિક્ષા=બોધ; શિખામણ



# ભાગ ૨ જો.

## પાઠ ૩૪ મો.

મહાભારત=ભરત રાજાના વંશજો વચ્ચે થયેલા મોટા યુદ્ધનું જેમાં વર્ણન કરેલું છે એવું પુસ્તક. પાંડવ કૌરવની લડાઇની હકીકતનું પુસ્તક.

ભાગવત=એ એક ધર્મનું પુસ્તક છે. એમાં ઇશ્વરના અવતાર સંબંધી વાત છે. એના બાર ભાગ છે તે દરેકને સ્કંધ કહે છે. દશમ સ્કંધમાં કૃષ્ણાવતારની કથા છે

એકાકાર=એકરૂં

પ્રાચીન=પહેલાંનો

અનુકૂળ=ફાવતા

યજન કરવું=યજ્ઞ કરવા

માનવંતા=માનવાળા; પ્રતિષ્ઠાવાળા

અપંગ=અંગરહીત; લંગડો

શસ્ત્ર=આયુધ; હથિયાર

ધર્મોપદેશ=ધર્મનો બોધ

પરિચય=સં[illegible]

આસ્તિક[illegible]=[illegible]

લક્ષણ=ચિહ્ન

વર્ણવ્યવસ્થા=નાતજાતની ગોઠવણ

અસ્ત થવા લાગી=નાશ પામવા લાગી

મિથ્યાભિમાની=દંભી; ખોટા અભિમાન વાળા

વર્ણ=જાત

નહુષ=એ નામનો રાજા હતો તે ઋષિના શ્રાપથી અજગર થયો હતો. પછી યુધિષ્ઠિર સાથે ધર્મનો વાદવિવાદ કર્યો [illegible] ના સ્પર્શથી તે પોતાના પદને પામ્યો હતો

શીળ=બ્રહ્મચર્ય

અહિંસા=કોઇ પ્રાણીને દુઃખ નહિ દેવું તે

## પાઠ ૩૫ મો.

પ્રવીણ=હોશિયાર; માહીતગાર

[illegible]=[illegible]

[illegible]

શ્વેત=ધોળો
સંપાદન કરી=મેળવી
જનાનો=સ્ત્રીઓને રહેવાનો ઓરડો; ઘરની અંદરનો ભાગ
સંતાન=છોકરૂં
અંધેર=અંધાધુની
દારૂણ=ભયંકર; સખ્ત
દળ=લશ્કર
સુરંગ=જમીનની અંદર નાનું કાણું પાડી તેમાં દારૂ ભરી ફોડવામાં આવે છે તે.

## પાઠ ૩૬ મો.

સમૃદ્ધિ=પૈસોટકો; દોલત
પરભાર્યો=બારોબાર
નૌકાશાસ્ત્ર=વહાણ હંકારવા સંબંધી વિદ્યા–દરીઆની મુસાફરી સંબંધી વિદ્યા
પેરવી=ગોઠવણ
કેપ ઓફ ગુડ હોપ=સારી આશાની ભૂશિર
વહાણવટી=દરિઆઈ માર્ગ સારી રીતે જાણનાર તથા એ મુસાફરી જેણે ઘણી વખત કરેલી હોય તેવો માણસ
મસાલાના બેટો=સુમાત્રા, જાવા. એ બેટોમાં મસાલા–મરી, જાયફળ, જાવંત્રી–એલચી ઇ૦ પુષ્કળ થાય છે માટે.
પટો=દસ્તાવેજ
જાયુ=હંમેશ
ચાંચીઆ=વહાણ લૂટવાનો ધંધો કરનાર
એલચી=વકીલ; પ્રતિનિધિ
પરવાનગી=રજા
લાતી=માલ રાખવાની જગ્યા–કોઠી
કોરોમાંડલ=હિંદનો પૂર્વ કિનારો. કોરોમાંડલ નામનું એક શહેર એ કિનારે છે તેથી એ નામ પડયું છે.

## પાઠ ૩૭ મો.

વીર=બહાદુર
જાગીર=ઇનામી ગામ કે જમીન
મંત્રી=પ્રધાન
વીરરસ=જેથી શૂર ચઢે એવી

શૌર્ય=જુસ્સો; વીરત્વ; બહાદુરી
અનુકરણ=નકલ
પ્રબળ=જોરાવર
આસ્થા=શ્રદ્ધા
સંકલ્પ=વિચાર
આચરણ=વર્તન
ભયભીત થયો=બીધો
સર કર્યો=જીતી લીધો
સહનશીળ=સહન કરવાની ટેવવાળું
કોપાયમાન=ગુસ્સે
વાઘનખ=વાઘના નખ
બખ્તર=લોઢાનું ઘા ન વાગવા માટે પહેરે છે તે એ તારનું ડગલા જેવું હોય છે
સંકેત=છુપી મસલત
બેધડકપણે=વગર બીકે
સંધિ=સલાહ
આમંત્રણ=નોતરૂં
કૈલાસવાસી થયો=ગુજરી ગયો-મરી ગયો
રાજ્યાભિષેક કરાવ્યો=રાજ્યગાદીએ આવ્યો
અમર=મરે નહિ એવો; અખંડ

## પાઠ ૩૮ મો.

સમારવા=સુધારવા
કારાગૃહ=કેદખાનું
નૌકાધિપતિ=વહાણનો ઉપરી-સરદાર
બીનઅનુભવી=અનુભવ વગરનો
ધડો=નિશ્ચય
જલદ=જલદી તપી જાય એવો
કાસળ કાઢવું=નાશ કરવો
તરકટ=કાવતરૂં
મોરચો=કીલેબંધી
ફરમાન=હુકમ

## પાઠ ૩૯ મો.

દત્તક લેવો=ખોળે-કરી લેવો
ટેકીલી=ટેકવાળી
ખબરદાર=હોશિયાર
વ્યવસ્થા=ગોઠવણ
અખત્યાર=સત્તા
અભિપ્રાય=વિચાર
પરાજય=હાર
અપકીર્તિ=નામોશી
પ્રસંગ=વખત
લેખતો=ગણતો
વલણ=વૃત્તિ

તીર્થ=જ્યાં નહાવાથી–પુણ્ય લાગે એવી નવાણ વાળી જગ્યા
અન્નક્ષેત્ર બંધાવવું=સાધુસંત બ્રાહ્મણ વગેરે જે જાય તેને અન્ન મળે એવી ગોઠવણ કરવી તે
આપદા=દુઃખ
નિયમિત=વખતસર
અન્યાય=ગેર ઇનસાફ

પાઠ ૪૦ મો.

આણ=દુવાઈ; સત્તા
હિત=ભલું
સફળ=પૂર્ણ
શક્તિમાન=શક્તિવાળો
અપુત્ર=છોકરાં વગર
સનંદ=પટો; લેખ; હક
નિર્ભય=ભયવગરનાં
સ્વાધીન કર્યો=સોંપી દીધો.
વિગ્રહ=લડાઇ
કારકિર્દી=અમલ
સુરક્ષિત=સારી રીતે રક્ષણ કરતો
વૃદ્ધિ=વધારો
સુગમતા=સરળતા
ઐક્ય=એકતા; સંપ
અવલોકન=નિરીક્ષા
સમગ્ર=આખો; બધો

જળાશય=પાણીની જગ્યા
સ્પષ્ટ=ખુલ્લું
તગાવી=દુકાળમાં ખેતીના ઓજાર વસાવવાં માટે સરકારે નાણાં ઉછીનાં આપવાં તે
દુકાળ નિવારણ=દુકાળ કયા ઉપાયોથી ન પડે તે.
દુબળાં=ગરીબ
નિભાવ=ભરણપોષણ
વરિષ્ટ=સૌથી ઉંચી. ગવર્નર જનરલની કાસીલ.
પ્રતિનિધિ=મેમ્બરો; પોતાના માણસો
ગટર=મેલું પાણી વગેરે જવાના રસ્તા
વર્તમાનપત્ર=દેશ પરદેશની ખબર આપનારાં પત્રો.
ફિલસુફી=તત્ત્વજ્ઞાન
હિત=ભલું

પાઠ ૪૧ મો.

વહીવટ=અમલ
હસ્તક=હાથમાં
વજીર=પ્રધાન
લંડન=ઇંગ્લાંડની રાજધાનીનું શહેર
ઇંડિઆ=હિંદુસ્તાન ખાતાની ઓફિસ

### પાઠ ૪૨ મો.

નિરંતર=હંમેશાં
પેટુ=અંદરનો ભાગ
ઘન=નક્કર
લક્ષ=ધ્યાન
ભૂસ્તર વિદ્યા=પૃથ્વીના પડ સંબંધી વિદ્યા
નિહાળવાં=જોવાં
ભૂસ્તરવેત્તા=પૃથ્વીના પૃષ્ટ સંબંધી વિદ્યાને જાણનાર
જળમળ ખડક=પાણીના મેલમાંથી બનેલો ખડક
પ્રાણીજ ખડક=પ્રાણીઓનાં હાડકાં વગેરેમાંથી બનેલા ખડક
આગીઆ ખડક=જ્વાળામુખીના કારણથી બનેલા ખડક
હાડપીંજર=હાડકાંનું પાંજરૂં
ખનીજ=ખાણમાંથી પેદા થએલું
ઉદ્‌ભિજ્જ=જમીન ફાડીને પેદા થએલું; વનસ્પતિ
અંશ=ભાગ

**સવાલ**—ખડકોના મુખ્ય પ્રકાર ગણાવો. તે દરેકની ઉત્પત્તિ વિષે શું જાણો છો ?

### પાઠ ૪૩ મો.

અચંબો=નવાઈ
મુરમ=મરડીઆ
સહ્યાદ્રિ=સહ્ય પર્વત
પાત્ર=નદીના બે કિનારા વચ્ચેની જગ્યા
સારાંશ=મતલબ

પૃથ્વીના પૃષ્ટને સાફ કરનાર રંદા ગણાવો.

તે કેવી રીતે પોતાનાં કાર્ય કરે તે સમજાવો.

### પાઠ ૪૪ મો.

સૂર્યમાળા=સૂર્ય અને તેની આસપાસ ફરનારા આકાશી પદાર્થો, ખરતા તારા, ધૂમકેતુઓ મળીને બને છે તે
ગ્રહો=સૂર્યની આસપાસ ફરનારા તારા
ઉપગ્રહ=નાના ગ્રહો; ચંદ્રો; ગ્રહની

| | |
|---|---|
| આસપાસ ફરનારા ગ્રહ | ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી=દેશી |
| કક્ષા=સૂર્યની આસપાસ ફરવાનો માર્ગ | ભાષા સંબંધી અગત્યનાં પુસ્તકો |
| સંગ્રહસ્થાન=સંગ્રહ—એકઠું કરવા-ની જગ્યા. જે જગ્યાએ ઘણી વસ્તુઓ એકઠી કરી ક્રમસર ગોઠવી રાખી હોય તે. સંગ્રહ-સ્થાન વડોદરા, મુંબઈ વગેરેમાં છે. | લખાવવા વિગેરે તથા ટ્રસ્ટફંડોની પ્રમાણિકપણે વ્યવસ્થા કર-નારીમંડળી |
| | અજ્ઞાની=મૂર્ખ |

**સવાલ**—ગ્રહ કેટલા છે તે ગણાવો.

સૌથી પાસે કયો ગ્રહ છે?

સૌથી દૂર કયો છે?

સૌથી મોટો, સૌથી નાનો, લાલ રંગનો, સૌથી વધારે પ્રકાશિત ગ્રહનાં નામ દો.

ઉપગ્રહો કેટલા છે તે ગણાવો.

શુક્ર અને પૃથ્વીનાં વર્ષ કેટલા દિવસનાં છે?

વર્ષ ક્યાંથી ક્યાં સુધીના વખતને કહેવાય?

ધૂમકેતુ અને ખરતા તારા વિષે શું જાણો છો?

## પાઠ ૪૫ મો.

ગ્રહણ=પકડવું તે. આકાશી પદાર્થો માંહેલા એકનો છાયો બીજા પર પડવાથી તે આખો અથવા તેનો કેટલોક ભાગ દેખાતો બંધ થાય ત્યારે તેનું ગ્રહણ થયું કહેવાય.

આરાધના=સ્તુતિ

સાંપ્રત=હાલ

તમોરૂપ=અંધકાર રૂપ

ગ્રાસ=કોળીયો. ગ્રાસ કરે છે=પકડે છે.

ચંદ્રમાસ=ચંદ્રનો પૃથ્વીની આસપાસ ફરવાનો કાળ

અપારદર્શક=બીજી બાજુએ નજ-ણાય એવું

ખગ્રાસ=પૂર્ણ

ખંડિત=થોડો ભાગ ઘેરાય તે

**સવાલ**—ગ્રહણ થવાનાં કારણો ગણાવો. આકૃતિ પાડો. સમજાવો.

દરેક પુનેમે કે અમાસે કેમ ગ્રહણ નથી થતાં ?

૧૯ વર્ષે ફરી તેજ ગ્રહણ કેમ આવે છે ?

ચંદ્ર સૂર્ય ગ્રહણ પરથી શા શોધો થઇ શકે છે ?

ગ્રહણના પ્રકાર ગણાવો અને કારણ સાથે સમજાવો.

**પાઠ ૪૬ મો.**

ભરતી=સમુદ્રના પાણીનું ચઢવું

ઓટ=સમુદ્રના પાણીનું ઉતરી જવું તે

શિરોબિંદુ=માથા ઉપરનું બિંદુ

ગૂઢ=છાનો

અહોનિશ=રાત દહાડો

આકર્ષણ=ખેંચાણ

ગુરૂત્વ=ભાર

સન્મુખ=સામે

પરમાણું=બારીક રજકણ

પુનેમ=એ દિવસે મહીનો પૂરો થાય છે માટે. સુદની છેલ્લી તિથિ. પૂર્ણમાસી. ઉત્તર હિંદમાં પુનમીઆ મહીના ચાલે છે.

અમાસ=સૂર્ય ને ચંદ્ર સાથે વસે છે તે તિથિ.

બહુધા=ઘણું કરીને

**સવાલ**—ભરતીઓટ થવાનાં કારણો આકૃતિ પાડી સમજાવો.

સામી બાજુએ ભરતી શાથી થતી હશે ?

નાના જુવાળ અને મોટા જુવાળ શાથી થતા હશે.

ભરતઓટથી ફાયદા ગણાવો.

ભરતી, ઓટ, સભર, નિખાર, શિરોબિંદુ એમની વ્યાખ્યા આપો.

### પાઠ ૪૭ મો.

પોઠો=બળદ કે ગધેડાં
ખુશ્કી=જમીન માર્ગ
ઘાટ=બે પર્વત વચ્ચેના સાંકડા માર્ગ
મહત્ત્વ=મોટાઇ
ધોકો=હાનિ
સફળ થયા=ફાવ્યા
સંયોગીભૂમિ=જમીનના બે મોટા ભાગને સાંધનારો જમીનનો નાનો ભાગ
સોઇવાળો=સવડવાળો

### પાઠ ૪૮ મો.

સાંપ્રત=હાલ
ખેડી=મુસાફરી કરી
રમણીય=શોભાયમાન
નિકાસ=દેશમાંથી પરદેશ માલનું જવું તે
સિંકોના=જેમાંથી કિવનાઇન નીકળે છે તે.
આયાત=આવક
સુરક્ષિત=સારી રીતે રક્ષણ થએલું છે એવા
ગોદી=વહાણમાંથી માલને સહીસલામત ઉતારવાની જગ્યા
મથક=મુખ્ય સ્થળ
મનુષ્યાહારી=મનુષ્યનો ભક્ષ કરનાર. માણસને ખાનાર
ઉત્કૃષ્ટ=ઉંચું; સર્વોત્તમ
વિસ્તીર્ણ=લાંબો પહોળો. વિશાળ



## ભાગ ત્રીજો.

### પાઠ ૪૯ મો.

તત્ત્વ=મૂળચીજ
મિશ્રણ=મેળવણી થએલી ચીજો
પ્રાણીજન્ય=પ્રાણીમાંથી ઉત્પન્ન થએલો
બલુન=વિમાન
સંયોગ=મેળાપ

**સવાલ**–તત્ત્વ એટલે શું ? મિશ્રણ એટલે શું ?
તત્ત્વો અને મિશ્રણોમાંથી કેટલાંક ગણાવો.
પાણી શેનું બનેલું છે ?
હવા શેની બનેલી છે ?
ઓક્સિજન અને હાઇડ્રોજનના ગુણ ગણાવો

**પાઠ ૫૦ મો.**

અખૂટ=ખૂટે નહિ તેવો
ખજાનો=ભંડાર
તબેલા=ગાડી ઘોડા બાંધવાની જગા
કોઢીઆ=ઢોરને બાંધવાનો માંડવો
વિનાશકારી=નાશ કરનારી
સુખી=ભેજ વિનાની
શોષી લેછે=ચૂશી લેછે
વાયુયંત્ર=વા ચૂશી લેવાનું યંત્ર
સૂક્ષ્મ=બારીક; ઝીણું
હેરીઆં=છાપરાનું નાનું બાકું
સૈયડ=બળીઆ

**સવાલ**–હવાનાં તત્ત્વો કયા પ્રમાણમાં છે ?
પવન અને વંટોળીયા ઉત્પન્ન થવાનું શું કારણ ?
હવામાં બીજા કયા પદાર્થો માલુમ પડે છે.
કેવી રજકણો હવામાં હોય તો સારી ?

**પાઠ ૫૧ મો.**

જમાના=વખત
સંઘાતે=સાથે
ટાર=ડામર
દૈત્ય=રાક્ષસ
તરંગો=વિચાર
ગાઢ નિદ્રા=સારી–ઘસઘસાટ ઊંઘ
વિચિત્ર=નવાઇ જેવી
યુગ=વખત
કાળાંતરે=વખતે
ખાણીઆ=ખાણ ખોદનારા
છાંદી=ઢાંકી
કોલસાવાયુ–કોલગ્યાસ

**સવાલ**–કાયલાનો ઇતિહાસ કહો.

કોલસાવાયુ કેવી રીતે કાઢવો ?

એમાંથી ઉત્પન્ન થતી ચીજો ગણાવો.

**પાઠ પર મો.**

પારદર્શક=આરપાર જોઇ શકાય તેવી વસ્તુ
ધાડવાં રેકાં=ધાડવાના આકારનાં
સ્થિતિસ્થાપક=એકની એકજ સ્થિતિમાં કાયમ રહે તેવું
આયના=તકતા
ઐતાળા=દૂરની વસ્તુ દેખાય નહિ તે
દૂરબીન=દૂરની વસ્તુને બતાવનાર
સૂક્ષ્મદર્શક=નાની વસ્તુને બતાવનાર
નંદાઇ જાય=ભાંગી જાય

**સવાલ**–કાચ શેમાંથી બને છે ?

બનાવવાની ક્રિયા કહો.

કાચનો ઉપયોગ કહો.

રંગીન કાચ બનાવવામાં શું વિશેષ નાખવું જોઇએ.

એને સાફ કરવાની રીત કહો.

**પાઠ પ૩ મો.**

ઉપવાસ=ભૂખ્યાં રહેવું તે.
અંગમહેનત=શરીરની મહેનત
સરેરાશ=સરાસારી
વરે છે=ખપે છે
પુખ્ત=મોટી
સત્ત્વ=તત્ત્વ
શોચનીય=દીલગીર થયા જેવું

**સવાલ**–કેવો ખોરાક ખાવો ?

ટલો ખોરાક ખાવો ?

પાઠ ૫૪ મો.

વિસ્મય=આશ્ચર્ય; નવાઇ

અન્નનળી=અન્ન જવાની નળી

**સવાલ**–ખોરાક રાંધીને શા માટે ખાઇએ છીએ ?
ખોરાક પર થતી ક્રિયા વર્ણવો.
દાંતના પ્રકાર અને ઉપયોગ કહો.
જીભનું કાર્ય શું છે ?

પાઠ ૫૫ મો.

રૂચિ=ભાવ.

**સવાલ**–બોળકેરી, મેથીઆં, રાઇની ચીરી, છુંદો, વધારીઆં, બફાણાં, અને લીંબુનું અથાણું કેવી રીતે બનાવવું તે ક્રમવાર ગણાવો.

પાઠ ૫૬ મો.

તાકાદ=શક્તિ
પુષ્ટિકારક=પુષ્ટિ આપે એવો
ક્ષીણુ=ઓછી

પાચનશક્તિ=ખોરાકને પચાવવાની શક્તિ
જીરવી=સહન કરી
નિરોગી=રોગ વિનાનું
અકારો=અણગમતો

**સવાલ**–માંદા માણસને કેવો ખોરાક આપવો.
કેવો ખોરાક ન આપવો.
સૌથી ઉત્તમ ખોરાક કયો છે ?
માંદાને દૂધ આપવું કે નહિ.
માંદાને કેટલીવાર, કયારે ખોરાક આપવો ?

પાઠ ૫૭ મો.

સુનમમરા=ક્ષારવાળામાળા
આંચ=તાપ
અર્ક=સત્ત્વ

ઉબકા=ઉછાળા; ઉલટી
પિત્ત=એક જાતનો રસ છે. લીલા રંગનો

**સવાલ**–કાંજી, દૂધ ચોખા, ઘટ ચા, ઘટ કાફી, આરા રૂટનો શરબત જવનું પાણી વિગેરે કેવી રીતે બનાવવા ?

**પાઠ ૫૮ મો.**

વૃદ્ધિ પામવું=વધવું
કંઠમાળ=ગળાનું દરદ
દાઝ=ઘાવ
માતુંતાતું=જાડું ને જોરાવર

**સવાલ**—બાળકને કેવો ખોરાક આપવો.
દૂધ કેવી રીતે આપવું ?
કયું દૂધ આપવું ?
દાઇ કેવી રાખવી ?
બાળકને શું ન ખાવા દેવું ?

**પાઠ ૫૯ મો.**

કમ આવડત=ઓછી આવડ
બાંધો=બંધારણ
ચિત્ત ચળે=બીએ
ખાંસી=ઠાંસો
પેટ છૂટી જાય=દસ્ત થાય
રેચક=જુલાબ લાગે એવું
પાળી=છરી

**સવાલ**—બાળકની માવજત કેવી રીતે કરવી ?
બાળકને કેટલો વખત ઉંઘવા દેવાં ?
ઘોડીઆમાં સુવાડવાં સારાં કે નહિ ?
નવડાવતી વખત શી સાવચેતી રાખવી ?
બાળકને શેનો જુલાબ આપવો.
કઇ કઇ બાબતો પર શોખ ઉત્પન્ન થાય તેમ કરવું.

**પાઠ ૬૦ મો.**

લેવાઇ ગયું હતું=સુકાઇ ગયું હતું
તાકાત=શક્તિ
આત્મઘાત=પોતાની મેળે જીંદગીનો અંત આણવો તે
આધેડ=મોટી
લોકપ્રિય=લોકોને વહાલી
જીર્ણજ્વર=ઝીણો તાવ
પોશ દોડા=ખસખસના જીંડવાના છોડાં
વીલી=સૂની

**સવાલ**—માંદાની માવજત લેવાના નિયમો ગણાવો.
પોટીસ મારવાની ક્રિયા સમજાવો.
માંદા માણસ સાથે કેવી રીતે વર્તવું.

**પાઠ ૬૧ મો.**

| | |
|---|---|
| બદ પરહેજી=કરી ન પાળવી તે. નિયમિત રીતે ખાવા પીવા વગેરેમાં ન વર્તવું તે. | બાદી=અપચો |
| | અતિસાર=હગામણ |
| | કુચેન જણાય=ઠીક ન લાગે |
| | કરિઆણું=તેજાના વગેરે |

**સવાલ**—ઓસડ કયારે કરવું ?
સાદાં ઓસડની ચીજો કઈ કઈ ઘરમાં રાખવી ?
ઓસડ આપવાના વાસણ સંબંધે શી સાવચેતી રાખવી ?
બાદી થઇ હોય તો શું કરવું ?

**પાઠ ૬૨ મો.**

| | |
|---|---|
| **ઢીમજ=નાની હઇડે** | દસ્ત=ઝાડો |
| **ગળધરી=અગન જેવું કાંઇક** | હારેડાં=ઢકીલાં |
| | જીરવી=ખમી |
| | વાં=ભમર |

**સવાલ**—સાદો જુલાબ શેનો, કેવી રીતે લેવો.
બાળકના પેટમાં ભાર થયો હોય તો શું કરવું ?
ચુંકના જુદા જુદા ઉપાયો ગણાવો.
મરડો થયો હોય તો શા ઉપાય કરવા ?

**પાઠ ૬૩ મો.**

કોલનવાટર=જર્મનીમાં કોલોન નામનું શહેર છે ત્યાંનું પાણી માટે કોલનવાટર. એ પાણીમાં માથું દુખતું મટાડવાને ઇત્યાદિ ગુણો છે

કુઆંડ=કુમાળીઆ

સતતૂજ્વર=હમેશ રહેનારો–આવનારો તાવ.

જીર્ણ જ્વર=ઝીણો તાવ

**સવાલ**–માથું દુઃખતું હોય તો શું કરવું ?

માથું દુખતું મટાડવાના બીજા કયા કયા ઉપાયો છે?

સળેખમ થયો હોય તો શું કરવું

ઉધરસ થઈ હોય તો શું કરવું ?

અવાળુ ફૂલ્યાં હોય તો કયા ઉપાય કરવા. અને શી સાવચેતી રાખવી ?

તાવના પ્રકાર અને તેના ઉપાયો કહો.

**પાઠ ૬૪ મો.**

લવારી=બકવાદ

વરમ=સોજો

સન્નિપાત=આખરનો રોગ. ઉઠીને દોડવું, બકવું, તોફાનપર ચઢવું ઇત્યાદિ એનાં લક્ષણ.

લોશન=પાણી–મેળવણી

**સવાલ**–ઓરીનું ઝેર કેવી રીતે લાગે છે ? તેનાથી શી સાવચેતી રાખવી?

આછબડાનું ઝેર કેવી રીતે પ્રસરે છે? શી સાવચેતી રાખવી? બળીઆની હકીકત લખો.

પ્લેગ થયો હોય તો શું કરવું ? કયા ઉપાયો યોજવા ? શી રીતે વર્ત્તવું ? દરદી સાથે કેવી રીતે વર્ત્તવું?

કોગળીયું કયે રસ્તે ફેલાય છે ?

પ્લેગ અને કોગળીયાનાં ઝાડા ઉલટીની શી વ્યવસ્થા કરવી?

### પાઠ ૬૫ મો.

દટણુ જાજરૂ=જાજરૂના કુવા હોય છે તે.

**સવાલ**—જંતુ નાશક દવાઓ ગણાવો.
તે બનાવવાની રીત કહી જાઓ.

### પાઠ ૬૬ મો.

બેશુદ્ધ=ભાન વગર
માવજત=ચાકરી; બરદાસ
ગફલતી=ભૂલ; સરતચૂક
ચલનવલન=હીલચાલ
લીલઝામાં=લીલાં ઢીમાં
કસબી=કિસબ જાણનારો; યુક્તિ વાળો; ધંધામાં માહિતગાર.

હાડકું ભાગી ગયું છે કે મોચાઇ ગયું છે કે ઉતરી ગયું છે તે શી રીતે જાણી શકાય ?
એ ત્રણેનો ઉપાયો લખો.

### પાઠ ૬૭ મો.

તાત્કાલિક=તરત થઇ શકે એવા
શિરાઓ=લોહી વહેવાની નાડીઓ
ઘુંટી=પગની પાની ઉપરની ઢેકી
સફેદો=ચાક

**સવાલ**—હાડકું ભાગ્યું હોય તો શું કરવું ?
ઘુંટી કે ઘુંટણ ઉતરી ગયો હોય તો કેવી રીતે સારવાર કરવી?
ઢીમણું થયું હોય તો શું કરવું ?
ઘા પડયો હોય તો શું કરવું ?
દાઝેલા માણસની કેવી રીતે સારવાર કરવી ?
કપડાં સળગી ઊઠે તો શું કરવું ?
દાઝયાપર કઇ દવા લગાવવી ? તે કેવી બનાવવી ?
ઝેરી જનાવર કરડયું હોય તો શું કરવું ?

**પાઠ ૬૮ મો.**

હોજરી=જઠર
જ્ઞાનેંદ્રિય=જ્ઞાન જેના વડે થાયછે
તે ઇંદ્રિયો, આંખ, કાન ઇ૦
બુદ્ધિમાન=બુદ્ધિવાળો
અદ્ભુત=નવાઈ જેવું.
દ્વારા=વાટે

**સવાલ**–જ્ઞાન તંતુઓ વિષે જાણુતા હો તે કહો.
મગજ કેટલું મોટું હોય છે?
મગજના ભાગોનું વર્ણન કરો.
મગજનો બાહ્ય વસ્તુ સાથે શી રીતે સંબંધ થાય છે તે સંબધે જાણુતા હો તે લખો.

**પાઠ ૬૯ મો.**

ગર્ભ શ્રીમંત=જન્મ થીજ પૈસાદાર.
બાપદાદાજ જેના પૈસાદાર હોય તેવા
નિર્માલ્ય=બળહીન
ક્ષીણ થવું=ઘસાઇ જવું, ઓછું થવું
પિએર=બાપનું ઘર
એદી=આળસુ; સુસ્ત
નાનમ=હલકાઇ
વિશ્રાંતિ=આરામ
સ્નાયુ=પટા.

**સવાલ** હાડકાં અને માંસ પેસીઓ શું બાંધેલું હોય છે?
કસરતની શા માટે જરૂર છે?
બૈરાંઓએ કઇ કસરત કરવી.
હદથી જાદે કસરત કરીએ તો શું થાય?

**પાઠ ૭૦ મો.**

લાહવો=ઓરીઓ
આપત્તિ=દુઃખ
ત્રાસદાયક=દુઃખ આપનાર
અદા કરવી=બજાવવી
અડપલાં=અટકચાળાં
તંગ=સખત; સજ્જડ
વજનદાર=ભારે

**સવાલ**-આરોગ્યતાના મુખ્ય નિયમો ગણાવો.
એ દરેક ઉપર ટૂંક વિવેચન કરો.

**પાઠ ૭૧ મો.**

બદબો=ખરાબ વાસ
લાભાલાભ=ફાયદો ગેરફાયદો
ખાસદારો=જુતાં ઉંચકનાર=ઘોડાની ચાકરી કરનાર
મુત્રાણી=મુત્ર રહેવાની જગ્યા
ગમાણ=ઘાસચારો રહેવાની જગ્યા
અભાવે=અછતે; ગેરહાજરીથી

**સવાલ**-તબેલાં અને કોઠીયાં કેવાં રાખવાં
નોકર ચાકરપર કેવી દેખરેખ એ સંબંધે રાખવી.

**પાઠ ૭૨ મો.**

વરો=ખરચ
નોખો=જુદો
વહીઓ=મોટાં દર; સુરંગો
ચોપડ=ચોપડાઇ જાય એવી વસ્તુઓ; ઘી વગેરે
સાણું=કોઠીમાંથી અનાજ કાઢવાનું બાકું.
ઢાંકા ઢુમા=રાતે સુતી વખતે કોઇ વસ્તુ ઉઘાડી ન રહી જાય— ઉંદર વગેરે ન ખાઈ જાય ઇત્યાદિ બાબતો સંબંધે જે કાય કરવામાં આવે છે તે
આગ્રહ=ખંતી
ભોક=કાણું
ઇંડાળ=ઇંડા

**સવાલ**-કોઠાર કેવા રાખવા ?
એ સંબંધે શી સાવચેતી રાખવી ?
ઇંડાળ કેવી રીતે દૂર કરાય ?
ઘી તેલ વગેરે માટે શી સાવચેતી રાખવી.

**પાઠ ૭૩ મો.**

સિકારે=હુંડીનાં નાણાં આપે
આંટ=સાખ

**સવાલ**—નાણું એટલે શું ?

નાણાની શા માટે જરૂર છે.

હાલનું નાણું ગણાવો.

હુંડી એટલે શું ?

મનીઓરડર સંબંધે શું જાણો છો ?

કાગળનું નાણું કયુ?

**પાઠ ૭૪ મો.**

ઉછેદીયું=નવારસી મિલકત

એદી=આળસુ

દાનદક્ષણાથી=ભીખ માગવાથી

પસીનો=પરસેવો

દરમાયો=મહાનો

ફેરીઆ=ફેરી ફરી માલ વેચનારા

ખુશકી=જમીન માર્ગે

અનિશ્ચિત=નક્કી નહિ તે

ઉપદેશકો=ઉપદેશ કરનાર

વાધો=પંકિત; સ્થિતિ

**સવાલ**—નાણું કઇ કઇ રીતે મળે ?

એ સર્વમાં ઉત્તમ રીત કઈ?

વારસાથી મળેલા નાણાનો વ્યય કેવી રીતે કરવો ?

વકીલ ને વૈદ્ય કયા વર્ગમાં આવે ?

ઉપદેશકો, ધર્મગુરૂ વગેરેને કયા વર્ગમાં મૂકવાં.

'ભાઇડા કમાઈ જાણે અને સ્ત્રીઓ વાપરી જાણે" એ કહેવતનો સ્પષ્ટાર્થ સમજાવો.

**પાઠ ૭૫ મો.**

પરિવાર=કુટુંબ કબીલો; છૈયાં છોકરાં

અણધાર્યું=ઓચિંતું

યોજના=બજેટ; અગાઉથી નક્કી કરવું તે

યથાઘટિત=જોઇએ તેવી રીતે

વખત પત્રક=વખતના વિભાગ પાડી ઠરાવેલું પત્રક

ભવિષ્ય=આવતો વખત

લંત્તા=વિભાગ

ખર્ચ કેવી રીતે કરવો તે દાખલાથી સમજાવો.

મહીને ૧૦૦ રૂ. ના પગારદારે કેવો ખર્ચ કરવો તેનો અડ સટ્ટો તૈયાર કરો.

પાઠ ૭૬ મો.

સાંપડવાની=પેદા કરવાની
ઉગારે પાડીશું=બચાવીશું
ધાસ્ર પડે=ખોટ આવે; કોઇ હરામખોર મરી જાય
આંટ=લેણુદેણુની સાખ
સાન=બદલો.

સવાલ-પૈસા કેવી રીતે અને કયાં રોકવાં ?
એમાં કઇ કઇ અડચણો નડે છે ?
સર્વથી સારો પૈસો રોકવાનો માર્ગ કયો છે?
ધનને દાટી રાખવું સારૂં કે નહિ ?

પાઠ ૭૭ મો.

રાતબ=નિયમ; દરરોજ એ વિના ચાલે નહિ
સરાફી=મોટા વેપારી રાખે છે તેવા
સ્મરણપોથી=યાદ રાખવાની વસ્તુઓ ઉતારી લેવાની ચોપડી.

સવાલ-નામું રાખવાની જરૂર જણાવો.
નામું કેવી રીતે રાખવું ?
તિથિવાર રાખવું કે મહીનાનું રાખવું ?
સિલક એટલે શું?
જમા અને ઉધારનો અર્થ સમજાવો.
તમારી મેળે એક રકમ ઉભી કરી તેનું નામ નમુનો આંકી લખો.

**કવિતાની સમજુતી.**

પાઠ ૩ જો.

હીત=ભલું
પરોપકારી=પારકાનું ભલું કરનાર
સદૈવ=હંમેશાં
અખંડ=હંમેશાં; ખંડિત ન થાય એવું.
નિર્ભય=બીક વગરનું

| | |
|---|---|
| સુરાહ=પાણીની ગોળીપર ઢાંકવાનુ ઠીકરૂં. | ભૂ=પૃથ્વી |
| ઉચર્યું=કહ્યું | અકારૂં=અણગમતું |
| જર=પૈસો | સુધા=અમૃત |
| ઉન્મતતા=અભિમાન. | નિદાન=નક્કી |
| મૂલી=મૂલ્યવાળી | ઘાટે=આકારે |
| મહીપતિ=રાજા | અખંડ=ખંડિત ન થાય એવું; સદા ટકે એવું. |

અરે તમારે રૂડો મનુષ્ય દેહ આવ્યો છે, ઘણા પ્રતાપવાળા ઇશ્વરે તેને બનાવ્યો છે. તમે જો તમારૂં ભલું ઇચ્છતા હો, એવા દેહનું કાંઇક સાર્થક કરવાની ઇચ્છા રાખતા હો તો કાંઇક સારૂં કામ કરો.

કદી વખતને નકામો ગુમાવશો નહિ; પરોપકાર કરીને પરોપકારીને એવું સારૂં નામ પામો-મેળવો-કાઢો. ઠગાઇ કીધાથી 'નઠારો' એવું નામ ઠરે છે માટે કાંઇક સારૂં કામ કરો.

હંમેશા સારી કીર્તિનો સ્વાદ ચાખો અર્થાત્ સારી કીર્તિ મેળવો, અને આ લોકમાં નામ હંમેશ ટકે એવું કરો. તો તમારૂં નિર્ભયતું-બીક વગરનું-નગારૂં વાગશે. અર્થાત્ તમને કોઇ જાતનો ડર રહેશે નહિ. માટે કાંઇક ઇ૦

ઇશ્વરને જે પ્રિય છે તેજ કામ આ જગતમાં ઉત્તમ છે બીજું બધું બિચારૂં માલ વિનાનું છે માટે કાંઇક ઇ૦

હેતથી હાથ વડે પવિત્ર એવું પુન્ય કરો. જે હાથે કરશો તેજ સાથે આવશે અર્થાત્ પુન્ય કરશો અથવા પાપ કરશો તેજ સાથે આવનાર છે—પાપ ખરાબ છે માટે તે ન કરવું અને પુન્ય

કરવું-તેજ સાથે આવશે. બીજું એક ઠીકરૂં પણ સાથે આવનાર નથી માટે કાંઇક ઇ૦

દુષ્ટ લોકો મુઆ પછી ઘણા દુ:ખી થાય છે. તેમને જે દુ:ખ પડે છે તે એટલું દુ:સહ છે કે મુખ વડે કેમ કરી કહી શકું ? અને ચિત્રમાં પણ કેમ કરી ચીતરી શકું-અર્થાત્ લખી શકું. એટલે કહી શકાય તેવું પણ નથી, અને લખી શકાય તેવું પણ નથી. માટે કાંઇક ઇ૦

પૈસા થકી અભિમાન આણવું નહિ કારણ પૈસાથી કાંઇક માણસ શ્રેષ્ઠ થઇ શકતો નથી. અથવા પૈસાથી-પૈસો હોય તેથી કોઇને મોટો જાણવો નહિ. પૈસાથી જુગાર રમવો નહિ. માટે કાંઇક ઇ૦

આયુષ્યમાંથી-આવરદામાંથી જે ઘડીઓ ઓછી થાય છે તે ઘણી કિંમતી છે. ફરીથી તે મળનાર નથી. અરે નક્કી આ જીવન પણ જનારૂં છે-નાશવંત છે માટે કાંઇક ઇ૦

મોટા મોટા રાજાઓ પણ પોતાનું રાજ્ય મેલી પૃથ્વી પર ખેલ ખેલીને-રમત-રમીને ચાલ્યા ગયા છે-મરી ગયા છે. અરે એથી હું શું વિશેષ વર્ણન કરૂં-કહી શકું. માટે કાંઇક ઇ૦

દ્રવ્ય અને આ દેહ નિશ્ચય-નક્કી નથી. સ્ત્રીનો પ્રેમ પણ નક્કી નથી અર્થાત્ એ સર્વે અનિશ્ચિત છે નાશવંત છે. મરતી વખતે એ સર્વ તમને અણગમતું થઇ પડશે—કાંઇ કામ નહિ આવે માટે કાંઇક ઇ૦

નક્કી સંસારના સુખને તમે અમૃતના જેવું માની રહ્યા છો. જેને તમે અત્યારે અમૃતના જેવું માની રહ્યા છો તેજ આખરે તમને ઘણું અપ્રિય થઇ પડશે માટે કાંઇક ઇ૦

મનુષ્ય દેહ તમને આપ્યો છે તે મોજ મારવા આપ્યો નથી તેમજ તે પશુ પક્ષીના આકારનો ઘડેલો નથી એ તો તમને ઇશ્વરનું ભજન અને સારાં કર્મો કરવાં માટેજ આપેલો છે માટે પશુની પેઠે તેને ન ગુમાવતાં સ્વર્ગમાં અખંડ સુખ આપનારૂં કાંઇક સારૂં કામ કરો.

પાઠ ૬ ઠ્ઠો.

અધમ=પાપી
ઉદ્ધાર=ઉદ્ધારનાર. તારનાર.
ઢુકડાં=પાસે
ઉદિત=ઉગેલો
આદિત્ય=સૂર્ય, અદિતીના પુત્ર માટે
આભાસ=ઝાંખી: દેખાવ
હિમ=બરફ.
જાગ્યો=ઠર્યો
પદ્મ=કમળ
પતિત થઇ=ભ્રષ્ટ થઇ; અંધ થઇ
ધાર=ઓવારા
ધનુર્વિદ્યા=બાણ મારવાની વિદ્યા
વાજીંત્ર=વાજાં
રૂઠી=રીમ ચઢાવી; ક્રોધ કરી
ધીમંત=બુદ્ધિવાળા
આદરે=શરૂ કરે
આધે=અડધે
કલ્લોલ=આનંદ

માબાપ મળીને સવારમાં છોકરીને કહે છે કે તું વાત સાંભળ; જે રાત વીતી ગઇ છે, એ વખતે ઉઠીને તું પાપી માણસોને તારનાર ઇશ્વરમાં પ્રીતિ જોડ. ઇશ્વરનું ભજન કર.

પાસે અને દૂર કુકડા કુક બોલે છે—વ્હાણું વાયું એમ સૂચવે છે—અને દરબારનાં બારણાં ખુલ્યાં છે. જે લોકો જાગ્યા છે તે ઉદ્યમે લાગ્યા છે અને જ્યાં દેવનાં દહેરાં છે ત્યાં ઘંટ વાગી રહ્યા છે. વાગ્યા છે. માબાપ ઇ.

આકાશમાં ઉગેલા સૂર્યનો આભાસ જણાય છે-(અર્થાત્ હજુ સુધી સૂર્ય દેખાતો નથી-સૂર્ય ઉગતા પહેલાં તેનું વર્કોભવનને લીધે તેજ મારે છે અને પ્રતિબિંબ જણાય છે તે ઉપરથી ) અને ચંદ્રનો પ્રકાશ નાશ પામ્યો છે. રાત્રે ટાઢ—હિમથી અતિશય ટાઢનો જે બરફ જામ્યો હતો-પાણીનો બરફ થઇ ગયો હતો તે હવે સૂર્ય ઉગવાથી તાપને લીધે ઓગળીને ઝરણમાં વહી જાય છે માબાપ ઇ.

ચકલીઓ ચકચક કરે છે, કાગડા કા કા કરે છે, અને હંસ પોપટ અને મેના મધુર બોલે છે. કેટલાક લોકો પ્રભાત રાગ-પરભાતીયાં-ગાઇને ખુશ થાય છે. અને ગાય ભેંસોના ગળાના બંધ છૂટે છે. અર્થાત્ તેમને ચરવા જવા છોડેછે માબાપ ઇ.

વળી ઘંટીઓના જોરથી ઘોર-અવાજ થાય છે તે તું સાંભળ અને મસીદોમાં મુલ્લાં બાંગ પોકારે છે. કેટલીક સુંદરી નહાઇને પાણીનાં બેડાં ભરી જાય છે-પોતાને ઘેર અને કેટલીક નદીના કિનારા પર નહાય છે. માબાપ ઈ.

તું દીવાને જઇ જો તેની જોત-પ્રકાશ-ઝાંખો થયો છે. અને ચોર ને ઘૂવડ સંતાઇને ભરાઈ ગયા છે; કમળો ખીલ્યાં છે અને પોયણી મીંચાઇ ગઈ છે-તેનું સ્થાન રાણીપદ જતું રહ્યું છે. અને પોયણી મીંચાઇ ગઇ છે.-તેનું સ્થાન રાણીપદ જતું કહ્યું છે. પોયણી ચંદ્રની સ્ત્રી કલ્પેલી છે. ધણીનું રાજ્ય ગયું એટલે તેનું પટરાણીપદ પણ ગયું-બગલાં અને ઠગ લોકો નદી કિનારે જઇને બેઠા છે. માબાપ ઇ.

ખેડુતો ખેતી કરે છે, સોની સોનું ઘડે છે, લુહાર લોઢું ઘડે છે અને કંસારા કાંસુ ઘડે છે, અને જેની સ્ત્રી મરી ગઈ છે એવો

માણસ આંખમાં એક પણ આંસુ ન હોય છતાં મોટો રાગ કાઢીને રડે છે. (લાગણી વિના) માબાપ ૯૦

ધીરજવાળો શૂરવીર બાણ મારવાની વિદ્યા શીખે છે રાજદરબારમાં વાજા વાગે છે. ચોકીઓ બદલાય છે રાતના પહેરાવાળા સિપાઇ બદલાય છે, રસ્તામાં પાણી છંટાય છે. અને રાજા જઇને બાગમાં શોભે છે. મોજ મારે છે. માબાપ ૯.

કુળવાન સ્ત્રીઓ છોકરાંઓને સંભાળે છે અને સવારમાં ઊઠી મધુર બોલ બોલે છે અને રાંડ ફુઆડ, ઊઠીને બાળકને મારેછે ધણીને ધમકાવે છે એવી રીતે ક્રોધી થઇ—ગુસ્સે થઇ કલેશ કરે છે. માબાપ ૯૦

ધનવાન માણસો, બુદ્ધિવાળા માણસો હોય છે તેઓ સવારમાં દાંત સાફ કરીને પછી સારા સુગંધીદાર ફુલો ૯૦ સુંઘે છે. એ વખતે આળસુ, સુસ્ત અક્કલ જેમની મારી ગઇ છે એવા, અને અફીણ ખાનારા પુષ્કળ ઉંઘે છે. માબાપ ૯.

આ વખતે ઊઠીને જે અભ્યાસ કરે તેનો અર્થ આઠ દશ મહીનામાં સરે છે. અને જો આ વખતે વનમાં જઇ ખુલ્લા પવનનું સેવન કરે—શ્વાસ લે તો છ માસમાં શરીર નિરોગ થાય. માબાપ ૯.

જે વાત ભુલી ગયા હોઇએ તે આ સમે ઊઠીને યાદ કરીએ તો સાંભરી આવે. અને દલપતરામ કવિનું કવિતા બનાવવાનું જે કઠણ કામ છે તેમાંથી પણ પાર પાડીએ! અર્થાત્ કવિઓ આ વખતે જો કવિતા કરવા માંડે તો સારી અને સહેલથી થાય.

**પાઠ ૯ મો.**

અપટ=અટ્ટલ; પુરેપુરી
ફુઅડ=એદી
મલકારે=અણુસારે
અબોલ્યા=વગર બોલ્યા
પારખે=જાણી જાય
નિજ=પોતાનો
લેશ=જરાપણ
લવરી=લવારો
ચપળા=વીજળી
ઉજાણી=આનંદ
રમા=સ્ત્રી
અપ્સરા=ઇંદ્રની ગાનારીઓ. એ બહુ રૂપાળી હોય છે
સાજ=શણગાર
સજતી=પહેરતી
સાહિત્ય=સાધન
પાક=રસોઇ
આદરતી=કરવાની શરૂઆત કરતી
સદન=ઘર

.... જે માણસને ચતુર અને સુઘડ સ્ત્રી મળી છે તેની જિંદગી સફળ છે. અને જેને ખરેખરી–અટ્ટલ ફુઅડ બૈરી મળી હોય છે તે તેનો અવતાર ધૂળધાણી કરે છે.

ચતુર સ્ત્રી આંખને અણસારે સમયસૂચકતા વાપરી શું કરવાનું છે તે સમજી જાય છે, અને વખત એ વખતે અબોલ્યા બોલ ઉપાડી લે છે. એટલે કહેતામાં કામ કરે છે.

પતિના મનનું ધારેલું–ધારેલી વાત હસતી હસતી સહજમાં જાણી જાય છે અને તે ગમે એટલી દૂર હોય છે પણ જાણે હૃદયની પાસેજ રહેતી હોઅની એમ તેના ધણીને લાગે છે. અર્થાત્ હંમેશાં મનમાં તેનું રટણ થયાંજ કરે છે.

પોતાના ઘરનું સર્વ કામકાજ કરે છે છતાં પણ હંમેશાં નવરીજ હોય છે. અર્થાત્ તે એવી સ્ફુર્તિથી કામ કરે છે કે કઇ વખતે

તે કામ કરે છે તે કોઇને માલુમ પડતું નથી. અને સખીઓની સાથે મીઠી વાતો કરે છે પણ જરાએ નકામી લવરી કરતી નથી.

જેની ચાલ-કામ કરવાની રીત ઇત્યાદિ વીજળીના જેવી ત્વરા વાળી-ઉતાવળી છે. અને તે જાતે ઘણી શુદ્ધ હોય છે. હે પુરુષ આવી દેવીના જેવી ચતુર સ્ત્રી મળી એ તારૂં ધનભાગ્ય છે!

જેને ચતુર અને સુઘડ સ્ત્રી મળી છે તેનું ઘર સુખી છે અને તેનો સંસાર પણ સુખી છે. તેનો સુખ અને શોભાનો છેડો નથી ઈંદ્ર પણ તેનું સુખ જોઇ નક્કી પોતાના મનમાં બળે છે. આખી જિંદગી હંમેશાં બન્નેને-સ્ત્રી પુરુષને ઉજાણીની અર્થાત્ આનંદની છે, પણ જેને પકી ફુઅડ સ્ત્રી મળી છે તેનો તો તે રંડા અવતાર જ ધૂળધાણી કરે છે.

દેવાંગના-અપ્સરા જેવી સ્ત્રી ઘરમાં સવારે સૌથી પહેલી ઉઠે છે. અને જો તે ગાતી ગાતી ઘર કેવું સાફ કરે છે! ઘર સ્વચ્છ કીધા પછી શરીર સાફ કરીને અર્થાત્ દાતણ પાણી ઇત્યાદિ કર્યા પછી નાહી ધોઇને સારા શણગાર ધારણ કરે છે, પછી ધણી-ને નહાવાનું ધ્યાન ધરવાનું અને રાંધવાનું સાહિત્ય તૈયાર કરે છે-કરવા માંડે છે.

રમતી રમતી-અર્થાત્ આનંદથી બાળકને વહાલ ધરીને ઉઠાડે છે. ગીત ગાતી વાતો કરતી એવી મા બાળકને ઘણી ગમે છે—વહાલી લાગે છે. ઘણું કરીને થોડું કહી બતાવે એવી એ શાણી-ડાહી હોય છે. અને પતિની કમાઇને સૂમજીને ખરચે છે અને સાચવી રાખે છે. ઉડાવી દેતી નથી.

સ્ત્રીઓને સાધારણ રીતે થોડું કામ કરી હું તો થાકી ગઈ એવું કહી જાણે પોતે ઘણુંજ કામ કર્યું છે એવું બતાવવાની ટેવ હોય છે. સારી સ્ત્રી કદી તેમ કરતી નથી માટે—"ઘણું કરી થોડું દેખાડે ઇ૦" લખ્યું છે.

વળી તે સ્ત્રી સાદી કેવી છે ? પોતાના હાથ પગ મોં ચોકખા કરીને ઘરમાં સદા આનંદી રીતે સુખ ભરી ફરે છે તેથી જાણે ઘરમાં સુખની ઝરમર ઝરમર વૃષ્ટિ થતી હોયની એવું લાગે છે, માટે જે માણસને ઇ૦

પાઠ ૧૨ મો.

સસ્તી=સોંઘી

નુતી=નહોતી

દોદશ=બને બાજુએ

શ્વાન=કુતરાં

મુષક=ઉંદર

સદન=ઘર

ખટરાગ=પીડા; સરસમાન

બ્ણુવો જે પવિત્રી ઘાલે છે તે

સાજ=ગાન, ભજન કરવાનાં સાહિત્ય

ગાજી=ખોંખારીને; સ્પષ્ટ

અળગી=જુદી

પૂંઠે=આગળ

કાઠ=કાષ્ટ; લાકડું

બાલમુકુંદ=કૃષ્ણની નાની મૂર્તિ—પિત્તળની

આનંદકંદ=આનંદ આપનાર

પવિત્રી=દર્ભની વીંટી; અથવા વૈષ્ણવો જે વીંટી ઘાલે છે તે.

સાજ=ગાન ભજન કરવાનાં સાહિત્ય.

ચક્ર=સુદર્શન ચક્રની પ્રતિમા, એક પત્થર ઉપર હોય છે

જ્યાં કોળી અને કાછીયા લોકોની વસ્તી હતી અને શાક ભાજી જ્યાં સસ્તી મળતી હતી એવી જગ્યામાં એક જુની ઝુંપડી હતી. તેના ઉપર સમ ખાવાએ એક સળી નહોતી, અર્થાત્ ઝાંખરાં વગેરે કાંઇ નહોતું-ઉઘાડુંજ છાપરું હતું. તેની ભીંતો સઘળી મેંશથી

ભેવડ વળી ગઈ હતી. અને છાપરાં ઉપર ભાંગી તૂટી કોઇ એક વળી હતી. જ્યાં જોઇએ ત્યાં ઝાડ હતાં–ઘરમાં ઉગેલા–તેથી વણછો પડે. એવું તો બીલકુલ નહોતું ! (વક્રોક્તિ છે. અર્થાત્ પુષ્કળ વણછો પડતો હતો.)

ઘરમાં કૂતરાં, ઉંદર, અને કોળ રહેતા હતા; ભારીઓ પણ વગર મૂકી બધી સોળ હતી ! અર્થાત્ કરામાં જ્યાં જોઇએ ત્યાં કાણાં હતાં.

ઘરમાં જવાનું કાંઇજ નહોતું એટલે તાળું શું મારવું તું ! અર્થાત્ બારણુંજ નહોતું. બેસીને વેડા-(મહેતા) આશ્ચર્ય જોયું, અર્થાત્ ઘરનું બારણું પણ એટલું નીચું હતું કે અંદર બેઠાં બેઠાંજ પેસાય. એ રીતે બેસીને મહેતા અંદર ગેડા એટલે તેમણે આશ્ચર્ય–નવાઇ જેવી ઘરની સ્થિતિ જોઇ.

સઘળુંજ આવું જોયું એટલે એવા ઘરમાં જોવાનું શું ! નર્યા-જ કાંકરા ત્યાં વીણામણ શું શોધવું ? આથી મહેતા ઘણા ખુશી થયા કારણકે તેમને ઘર જોયાના સંતાપ–દુઃખ–જ ગયા. ઘરમાં જોવા જેવુંજ કાંઇ નહોતું ! પછી મહેતાએ સર્વ સાથે આવેલા હરીજનને કહ્યું કેઃ—અમે અમારો સામાન લેવાને જઇએ છીએ તમે તમારે ઘેર જઇને સુખીઆ થાવ.

હરીજન—હરિભક્તો કહે છે કે અમારા સરખું કાંઇ કામકાજ કહો અમો અહિં વાસ લાવવા લાગીએ ત્યારે મહેતાએ કહ્યું કે મારો વાસ ભારે નથી કે તમારે સઘળાને તસ્દી લેવી પડે કારણ કે હરિભક્તને એવી ખટપટ—સરસામનની—ઘણી હોય નહિ આથી આવેલા ભક્તો ભક્ત મહેતાને પ્રણામ કરી પોતપોતાને ઘેર ગયા.

ગયા. પછી મહેતો સામાન લેવા માટે ઘેર-ભાઇને-આવ્યા અને પોતાની સ્ત્રી માણેક મહેતી-ને સમાચાર-ખબર-કહેવડાવી. મહેતીને કહ્યું કે તમે નાતમાં રહેશો કે મારી સાથે રહેશો, તે આ સઘળા સાથ-સગાં વહાલાંમાં ઓંખારીને સ્પષ્ટ કહી દો. ત્યારે મહેતીએ કહ્યું કે મારે નાતનું કાંઇ કામ નથી. મારે માથે તો તમે એકલાજ ધણી છો.

જેમ કાયાથી (શરીરથી) તેની છાયા જુદી પડતી નથી તેમ સ્ત્રી જે ધણીને વળગી (પરણી) હોય છે તેનાથી જુદી પડતી નથી. માટે તમે આગળ ને હું તમારી પાછળ આવીશ. જે સ્ત્રીઓ એમ ન કરે અર્થાત્ પતિને ન અનુસરે તો તેમને રામ રૂઠે એટલે તેમ ના! પર રામ (ઇશ્વર)નો કોપ થાય.

મહેતાએ ગોપીચંદન લીધું-લે છે અને તુળસી કાષ્ટ પેલાને બીજાને આપે છે; અને કહ્યું કે હે સંત ભાઇઓ જરા મદદ કરજો. જોજો રખેને માળા અને તિલક કરવાનાં છાપાં ભુલી જવાય.

ઘંટ, શંખ, અને બાળમુકુંદની મૂર્તિને લ્યો. રખેને આનંદ આપનાર એમને ભૂલી જતાં, પવિત્રી-અને ટોપી લેજો. આ પ્રમાણે મહેતાએ લાજ મર્યાદા (આબરૂ) (શરમ) છોડી દીધી.

પેલાં તાળ, કાંસી અને તંબુરો લેજો. જોજો સામાન અધુરો ન રહી જાય! પેલાં મંજીરીયાં કીર્તનીઆં-કંસારાં-અને મૃદંગ લઈ લેજો ભાઇઓ જો એ સાજ ભૂલી જશો તો ભજનના રંગમાં ભંગ થશે.

વૈરાગી કહે છે કે અમે સઘળું વીણી લીધું છે. અને બાકી રહી ...નું ચક્ર મહેતીને હાથમાં આપ્યું છે. પછી ભગતને દંતવત્ પ્રણામ કરીને મહેતા પોતાને નવે ઘેર રહેવા ચાલ્યા.

પાઠ ૧૫ મો.

અદ્ભુત=નવાઈ જેવી
તડાકો=જોર
સુઅમીર=સારો હાકેમ.
નભ=આકાશ
કીમિઆગર=કિમીઆ કરનાર (લોઢાનું સોનું બનાવે ઇ૦ ઢોંગ કરનાર)
કુટો=ભુકો
છોટા=નાના
ચિકાર=ખૂબ; ધાડું

ઇશ્વરની શક્તિ અદ્ભુત છે તેનો કોઇ છેડો મેળવી શકતું નથી. ઉનાળામાં તાપનું જે જોર હતું તેનો ભાર નરમ પડયો એટલે-તે નરમ પડયું. તરતજ તેનું જોર નરમ પડયું અને મનુષ્યોનું રક્ષણ કીધું પરમ કૃપાળુ એ કેવી યુક્તિ બનાવી છે-કે તાપ પછી તરતજ વરસાદ આવે છે જેથી માણસો અને સર્વ ઠંડા પડે છે. (માટે કવિ કહે છે કે) ઇશ્વરની શક્તિ અદ્ભુત છે.

જરા વારમાં તાપને કયાં પહોંચાડી દીધો! અને વળી તાપને ઠેકાણે-કિનારે છેડે-પછી-સઘળી જગ્યાએ ઠંડક કરવા માટે સારો હાકેમ વરસાદ રૂપી મોકલ્યો.

છલક છલક પાણી છંટાવવાને માટે ખુશી થતા હસતા સારા હાકેમને મોકલ્યો. અને ઉનાળાનો ગર્વ ઉડાડી દઇને પલકવારમાં તેને ક્યાંનો ક્યાં પહોંચાડયો!

સમુદ્રનું પાણી શોષી લઇને આકાશમાં એકઠું કર્યું છે. તેને આકાશમાં અદ્ધર કેવું મૂક્યું છે! જ્યાં મોકલે છે ત્યાં તે જાય છે. ત્યાં છોડે છે ત્યાં ઝુકાવીને જાય છે અને પૃથ્વીને વધાવીને વૃષ્ટિ કરે છે. ખરેખર એ સાગરનું જળ શોષી લઇને કીમીઆગરનું કામ કરે છે. અર્થાત્ જેમ કીમીઆગર ખોટી વસ્તુ લઈ લાભ કરી આપે છે તેમ આ પણ કરી આપે છે.

ઇશ્વરના હાથમાં એક સારી ચાળણી છે. જેમાંથી તે પાણી છલકાવીને ચાળી નાખે છે. (વરસાદની જુદી જુદી ધારાઓ પડે છે તેથી આ કલ્પના છે.) આ પ્રમાણે પાણી છલકાવીને ચાળી કાઢે છે અને જમીન પર સરસર છરછર છાંટા પાડે છે. સખત તાપથી તારે (સખત તાપનું દુઃખ મટાડે) એવી ઇશ્વરના હાથમાં ચાળણી છે.

હવે વરસાદની ક્રિયા વર્ણવે છે.

પહેલાં છમ છમ છમ છમ ઝીણાં છાંટા–છાંટીનું પૂર (જથો) પડે છે. જેમ ચાળણીમાંથી ઝીણા દાણા જલદી ગળી જાય છે તેમ એ જાણે ઝીણો કૂટો–છાંટાનો એકદમ પ્રથમ દૂર નાખી દે છે. એ પ્રમાણે પ્રથમ નાના છાંટાને દૂર નાખી દે છે. અને પોતાની ચાળણીમાં મોટા મોટા દાણા સંઘરી રાખે છે–આપણી ચાળણીમાં રહે છે તેમ–પ્રથમથીજ મોટા ઝપાટા ઝપટાવતા નથી પણ પ્રથમ છમ છમ છમ છમ ઝીણા છાંટાજ પડવા દે છે. એટલે વરસાદ એકદમ મોટાં ફોરાંમાં પડતો નથી પણ પ્રથમ ઝીણી છાંટી પડી પછી ધીમે ધીમે મોટાં ફોરાં પડે છે.

આ પ્રમાણે નાનાને ચાળી રહ્યા પછી ચાળણીમાં સંઘરી રાખેલા મોટાને ખૂબ ચાળી નાખે છે.

જુઓ તેના સપાટા કેવા આવે છે! મોટા દાણાના (ફોરાંના) ઝપાટાનો અને પાણીનો પાર રહેતો નથી.

પછી પાણીનો પાર રહેતો નથી અને સઘળી પૃથ્વી પુષ્કળ ભિંજાઇને પછી માટી તણાય છે.

આ પ્રમાણે ઝરમરે—નાની છાંટીઓએ મોટા સંઘરેલા છાંટાને પોતાની જગ્યા આપી અર્થાત્—નાની છાંટી પછી મોટાં છાંટા આવ્યાં

પૃથ્વીપર વરસાદ પડે છે તેથી ખરેખર જગતને પરસાદ—ખાવાનું—અનાજ વિગેરે મળે છે. સઘળી મેરથી ધૂળ દબાઇ ગઇ છે તે ઇશ્વિરના વરસાદના હુકમથી હોયની એમ લાગે છે. ધૂળ દબાઈ ગઇ છે તે અને જગતને વરસાદ જડે છે તે બંન્ને હરિના હુકમથી હશે! એમ કહી શકાય.

**પાઠ ૧૯ મો.**

| | |
|---|---|
| સુજન=સારા માણસ | આચરીએ=કરીએ |
| ઉગ્ર=સખત | દીન=ગરીબ |
| મોહાદિક=મોહ વગેરે | સાફલ્ય=સફળતા |
| પરાભવ=હાર | ભગવંત=ભગવંત કવિ અથવા ઇશ્વિર પણ થાય |

સૌ સારાં માણસો એક મનથી સાંભળજો.

—કામને વિચારી વિવેકથી વર્તવું અર્થાત્ વિવેકથી વિચારીને કામ કરવું. સૌ સારાં ૯૦

ઉત્તમ—સઘળી વાતોના તત્વરૂપ છે. જે થકી માણસ દુનિયાદારીમાં સારૂં જાણનારો થાય છે—કહેવાય છે. વિવેકથી—એ થકી સારાસાર—સારા નઠારાનું સારૂં નરસું ઓળખવાનું જ્ઞાન વધે છે અને એ એકથી નઠારી બુદ્ધિ અને અજ્ઞાન મટી જાય છે. એ ન્યાય અને

નીતિને યુક્તિથી જણાવે છે. અને સાચાના વિચાર—સાચી વાતના વિચાર ફરી ફરીને સૂચવે છે. મોટાં મોટાં સંકટોને સમાવી મટાડીને દુ:ખને મટાડે છે. અને યુક્તિઓ-સુઝાડીને ધાકને હમેશાં હરી લે છે—મટાડે છે. કલેશના દુ:ખરૂપી અગ્નિની જ્વાળાને હોલવી નાખે છે અને નઠારી વાણી રૂપી સખ્ત ઘા પડયો હોય—કોઇએ મેણાં દીધાં હોય તો તેવા ઘાનો વિવેક રૂઝવે છે. ક્રોધ, લોભ, મોહ વગેરે મનના મોટા વિકારોથી બચાવી લઇને તે ગુણને તે ગુણોને જરા વિસ્તારથી વધારે છે અર્થાત્ ઘણાજ થોડા વધવા દે.

ક્ષમા—ધીરજ, સહનશક્તિ—ખામોશ ખાવાની ટેવ—સંતોષ અને શાંતિ વગેરે સુખ આપીને દુ:ખનો નાશ કરે છે. આ જગતમાં વિવેક હમેશાં નક્કી જય પામે છે. કોઇ તેને હરાવી શકતું નથી. એટલે કોઇથી તેની હાર થતી નથી એનો મહિમા—કીર્તિ જગતમાં મોટી છે. એના જશને તે કયાં સુધી કેટલો વખાણીએ અર્થાત્ જેટલો વખાણીએ તેટલો ઓછો છે. હમેશાં મનમાં ધીરજથી વિવેકને ધારણ કરવો અને મનને સ્થિર રાખીને આચરણ કરવું. ઇશ્વિરની મહેરબાની વગર એ ગુણ આવતા નથી. ઇશ્વરની પૂર્ણ કૃપાથી એ ગુણ આપણે પામીએ છીએ. માટે ઇશ્વિરની સારી રીતે સ્તુતિ કરો અને તેના ગરીબ દાસ થઇને સારી રીતે ચાલો. ઇશ્વરને ખુશી કરવાનો ઉપાય પણ એજ છે અને માણસનો અવતાર મળ્યાની સફળતા—સાર્થક પણ એજ છે.

હરિનો દાસ—ભગવંત—નમીને વિનંતિ કરીને પ્રાર્થના પૂરક પ્રભુની પાસે સારી બુદ્ધિ માગે છે.

## પાઠ ૨૨ મો.

અવિનાશી=નાશ વિનાના
ક્લેશ=જરાપણુ
ભેળાં=એકઠાં
નિજ=પોતાનું
સુવાસ=સારીવાસ; કીર્તિ
ઉજાસ=અજવાળું
હાશ=નિરાંત
કુધારો=નઠારી ટેવ

હે અવિનાશી પ્રભુ ! અમારી અરજ સાંભળો, આપ દયાળુ છો અને અમે સૌ નાનાં બાળક છીએ માટે અમારી એક આશા છે તે પુરી કરો. હે ઇ૦

છોકરાં—બચ્ચાં તો ઘણુએ વાંક-અપરાધ કરે છે પણ તેથી આપ નિરાશ થશો નહિ. હે ઇ૦

અમે અહિં ભણતર ભણવા-વિદ્યા મેળવવા એકઠાં થઇએ છીએ તો આપ અમને નિરાશ કરશો નહિ અર્થાત્ અમને વિદ્યા મળે—પ્રાપ્ત થાય એવી શક્તિ આપશો. હે ઇ૦

અમે સર્વે સારા ગુણો સમજી લઇએ અને અમારામાં જરાએ કચાશ રહે નહિ જરાએ ઓછપ રહે નહિ એવું આપ કરશો. હે ઇ૦

અમને સારા ગુણની સાથે સારી બુદ્ધિ પણ આપો જેથી અમારો સૌમાં સમાસ થાય—અમે સઘળાં ભેગાં હળી મળીને રહી શકીએ. હે ઇ૦

અમે મનમાં હમેશ—રાત દિવસ-ચોકખાં (રાગ દ્વેષ વિનાના) રહીએ એવું કરો. જેથી અમારી કીર્તિ ફેલાય. હે ઇ૦

અમે મોઢેથી એવું માગી લઇએ છીએ કે અમારા અંતરમાં પ્રકાશ થાઓ—જ્ઞાન રૂપી તેજ પ્રકટો અમને સારૂં જ્ઞાન પ્રાપ્ત થાઓ. હે ઇ૦

અમને આપનો આધાર મળ્યો છે તેથી અમારા હૈયામાં-મનમાં નિરાંત છે. કારણ અમને આશા છે કે આપના આશરાથી અમારૂં કાર્ય પૂર્ણ થવાનુંજ છે. હે ૯૦

અમારામાં જરા પણ નઠારી ટેવ રહે નહિ અને કદી પણ અમારા સુખનો નાશ થાય નહિ અમને અખંડ સુખ મળે એવું કરો. હે ૯૧

| | |
|---|---|
| સદ્ય=તરતજ | વિદ્યુત=એ નામનો યોગ છે. |
| જાચક=માગનાર | પેખે=જુએ |
| સ્વપદ=પોતાના પદને-ઇશ્વરના પદને | શ્રુતિ=વેદ |
| પાવસ=વરસાદ | કલ્પે=કળે; ધારે |
| સંધે=સઘળે ઠેકાણે | રાચું=ખુશી થાઉં |
| અશૌચ=અપવિત્ર | |

મન માને છે કે ઇશ્વરનું નામજ ખરૂં છે; તેજ ઇશ્વરના પદને માગનાર ભક્તને તરતજ તે પદને પહોંચાડે છે. અર્થાત્ હરિ નામથી ભક્તજનોને તુરત સ્વર્ગ મળે છે. એ સિવાયની-હરિનું નામ લેવાની-બીજી ટેવો તો હરિપદે પહોંચાડતાં વાર લગાડે છે—મોડા પહોંચાડે છે. કર્મકાંડ ઇત્યાદિથી સ્વપદ તો પમાય પણ વાર લાગે અને હરિનામ રટણથી જલદી પમાય.

વરસાદની મોસમમાં થનારૂં ગ્રહણ ક્યાં દેખાય છે ?-વાદળા હોવાથી-પણ શાસ્ત્રમાં તો તેને સાચુંજ કહ્યું છે કે ગ્રહણ થવાનું છે. આ વાતમાં આપણને શંકા રહે છે. કારણ કે આપણે ગ્રહણ થયું છે કે નહિ તે વાદળાંને લીધે સ્પષ્ટ જોઇ શકતા નથી તેજ પ્રમાણે હરિનું નામ-હરિ સર્વત્ર-બધે ઠેકાણે આણુએ અણુએ વ્યાપી

રહેલો છે એમ શાસ્ત્રમાં કહેલું છે ખરું, છતાં પણ એ વાતમાં આપણને શંકા રહે છે કે ઇશ્વર વસેલોજ છે એની શી ખાત્રી? જેમ પેલા ગ્રહણની શંકા રહે છે તેમ. છતાં મન માને છે કે ઇ૦

અપવિત્ર સ્નાન—જેવું કે સૂતક—ઋતુ સ્નાન ઇ૦—ને કહો કે કોણ જોઇ શકે છે! વૈધૃત વગેરે યોગ વિના કોણ જોઈ શકે છે? અર્થાત્ વૈધૃત વગેરે યોગ વિના અશૌચ સ્નાનને કોણ જોઇ શકેછે? વૈધૃત વ્યતિપાત હોય તો નદીએ નહાવા જાય અને તેથી જણાય કે આ અશૌચ સ્નાન કરે છે, આ પ્રમાણે છે છતાં શાસ્ત્રનું વચન અશૌચ સ્નાનને સાચું માને છે તે પ્રમાણે ઇશ્વરને પણ કોઇ જોઇ શકતું નથી—યોગ સાધનાર કોઇ મહાત્માજ એમનો સાક્ષાત્કાર કરી શકે છે—એમનાં દર્શન કરી શકે છે. આ પ્રમાણે જયારે કોઇનેજ—દર્શન થાય છે. અને ઘણાં ભાગને થતાં નથી એથી ઘણા ભાગના મનમાં શંકા ઉત્પન્ન થાય કે ઇશ્વર હશે કે નહિ? ત્યારે કવિ કહે છે કે શાસ્ત્રનું વચન જેને સત્ય માને છે એવો ઇશ્વર છે અને મન માને છે કે તેનું નામજ ખરું છે ઇ૦

આ એમ કરવાથી પાપ થયું પછી એમ કર્યું તો તે તરતજ ગયું-મટી ગયું. એ પ્રમાણે શ્રુતિ—વેદ વિગેરે ધર્મ ગ્રંથોમાં જે કહેલું છે તે સાચું લાગે છે અને મન માને છે કે ઇ૦

સઘળાં મંત્રો જો વિધિ પુરઃ સર તેનો જાપ કરવામાં આવે છે. તો ફળે છે—ફળ આપે છે એવું સાંભળીને ગર્ભ માણસનું મન ભણી જાય છે—અર્થાત્ અનેકાનેક શંકાઓ કાઢે છે તેને એ વાતમાં શ્રદ્ધા રહેતી નથી અને તેથી તેને કોઇ જાપની સિદ્ધિ થતી નથી.

અને શંશયાત્મા વિનશ્યતિ એ સૂત્ર પ્રમાણે શંકાઓ વાળો માણુસ નાશ પામે છે પણ સજ્જન માણુસને તો એ વાતથી સંતોષજ થાય છે—અને તેઓ તો કબુલજ કરે છે કે વિધિ પુરઃસર ક્રિયા કરવામાં આવે તો જરૂર તે ફળેજ માટે મન માનેછે કે હ૦

આ પ્રમાણે હરિના નામનું સ્મરણ-ભજન સઘળે સાચુંજ છે. કદાપિ કાળે તે કાચું—નકામું—ખોટું નથી દયારામ કવિ કહે છે કે હું તો એનાથીજ—ભજનથીજ—ખુશી થાઉંછું અને મારૂં મન માનછે કે હ૦

પાઠ ૨૬ મો.

તરૂવૃંદ=ઝાડનાં ઝુંડમાં

છંદ=તાન; લહે. પીંગળનો છંદ પણ કહેવાય. પણ તે અર્થ લેવો યુક્ત નથી.

રજની=રાત્રી

અનિલ=પવન

અમીરવ=અમૃત ભરેલો અવાજ

રવ=અવાજ

ચંદ=ચંદ્ર

હે બેન, ઝાડનાં ઝુંડોમાં તાન મારતી—તાનમાં ગાતી પેલી કોયલડીને સાંભળ. કોયલ ગાય છે તે સાંભળ.

જો, આ શાંત રાતમાં ચાંદની (ચંદ્રનો પ્રકાશ) ઝળકી રહ્યો અને વાદળીઓ આછી આછી પથરાઇ રહી છે. એથી શાંત રાતમાં કોયલડીનો ટહુકો પવનની લહેરની સાથે ધીમે ધીમે આવે છે. હે બેન; હ૦

બેન, એ તને બોલાવે છે. કારણ મીઠીને મન મીઠી ભાવેછે—અર્થાત્ તું સલુણી છે અને એ પણ કોમળ કંઠ વાળી સલુણી છે માટે તું એને ગમે છે; અને તેથીજ એ તને બોલાવે છે, તું તારા કોમળ કંઠમાં એને પાછો ટહુકો દેની! અર્થાત્ તું તારા મધુર કંઠમાંથી એને ટહુકો કરી જવાબ આપ. હે બેન૦

કુહુ કુહુ કરતો જો એનો ટહુકો ફરીને આવ્યો, અને અમી-ભરેલો અવાજ છે જેનો એવો પવન એના–કોયલાના–મીઠા અવાજ-ને લાવ્યો છે; અને કોયલ તે ઝાડના ઝુંડમાંજ છુપી–સંતાઈ રહી છે. હે બેન૦

કોયલને ઝાડના ઝુંડમાં સંતાઇ રહેલી કહીને ટહુકો આવતો બનાવ્યો છે તે બહુ ઉત્તમ કલ્પના છે, કારણ અવાજ જ્યાંથી આવતો હોય તે સ્થાન જો જોવામાં આવે છે તો તેમાં લહેજત–તે ગાયન સાંભળવાના રસમાં કાંઇ ક્ષીતિ થાય છે–બહુ પ્રિય નથી લાગતું. પણ જો તે સ્થાન અગોચર હોય અને ફક્ત અવાજ સંભળાતો હોય તો તેમાં રસ વધારે રહે છે. અનુભવથી સ્પષ્ટ થશે. દૂરના ઘરમાં વાગતું હારમોનિયમ ઘણું આકર્ષણ થઇ પડે છે. પણ તેની પાસે જઇએ ત્યારે તેટલું પ્રિય નથી લાગતું. (આ સંબંધે સાક્ષર શ્રી નરસિંહ રાવનો 'દૂરથી ગીત ધ્વનિ' એ નામનો 'વસંત'માં આવેલો લેખ વાંચવાથી અતિ સ્પષ્ટતા આવશે.)

જે પેલા ચંદ્રમાં—છંદમાં ગાતી ચળકતી ચાલે છે તે મીઠી ગાન રૂપી નદીને–ગાયન રૂપી નદીને મેં દીઠી છે, ચાલો, બહેન તે મીઠીને સાંભળીએ. અર્થાત્ ચંદ્રના કિરણો આવવાથી જે રાત્રે ઝમઝમ એવું દિવ્ય ગાન થાય છે તે સાંભળવાનું એક સખી કહે છે કારણ કે એમ સમજી છે કે આ પણ તેજ ગાન નદીનો સૂર સાંભળવા મને આગ્રહ કરે છે આનો જવાબ બીજી સખી આપે છે કે;–હે બેન હું પેલી કોયલને ઝાડના ઝુંડમાં ગાતી સાંભળું છું. અર્થાત્ ખરી કોયલના ગાનને સાંભળું છું–ઐહિક કોયલને બોલતી સાંભળું છું. (કવિ જે કુદરતમાં ગાન થાય છે તેને આગળની સાથે વ્યંગમાં સરખાવી દેછે-ઇ૦ એનો ભાવ છે.)

## વાંસળી.

વૃંદાવન=ગોકુળ પાસેનું વન
કાન=કૃષ્ણ
નાદે=અવાજે
વેધી=વીંધી; સારી
મુનિવર=મોટા મુનિ
સાન=સમજ; ભાન
તરૂ=ઝાડ
શાખા=ડાળી
મોહન=મોહ
પય=દૂધ
પળે=જાય
ટાટડી=સ્થિર
ઉદીયો=ઉગ્યો
ભાણ=સૂર્ય
સમાથ=સમાધિ; ધ્યાન

વૃંદાવનમાં વાંસળી વાગે છે. કાન-કૃષ્ણ ઉભો ઉભો વગાડે છે. તે વાંસળીના સૂરે મોટા ઋષિઓની પાંસળીઓને પણ વીંધી છે-અર્થાત્ હાડકાનું બખતર તોડીને તે અવાજે તેમના હૃદયને અસર કરી છે. હૃદય ઉપર પાંસળીઓનું ઢાંકણ છે એ સ્પષ્ટ છે—અને તે ગાનના તાનમાં કોઇને સાન રહી નથી-ભાન રહ્યું નથી.

કૃષ્ણ પરમાત્માને પગે લાગવા માટે ઝાડની ડાળીઓ નમી રહી છે, અને એ વૃક્ષોની સાથે વેલીઓ પણ ઝૂમી રહી છે એટલે નમન કરી રહી છે, અને કહે છે કે અમારાં ભાગ્યને આજે ધન્ય છે કે અમને આ પ્રમાણે પ્રભુના દર્શન અને પ્રભુની મોરલીનું ગાન સાંભળવાનું મળે છે. ઝાડની ડાળીઓ નમેલી હોય છે તે પરથી કવિએ આ અલંકાર ઘટાવ્યો છે. વેલીઓ ઝાડપર ચઢેલી હોય છે. હવે ઝાડ નમે ત્યારે વેલને પણ નમવુંજ પડે-એ ઉપરથી વેલીઓ પણ નમન કરે છે એમ કવિએ કહ્યું છે.

જમનાનું પાણી ચાલતું નથી-વહેતું નથી-મોરલીનો અવાજ સાંભળવા ઉભું રહ્યું છે. અને હરણના મનમાં મોહ ઉત્પન્ન થાય છે. તેથી તે પણ ઉભાં રહી સાંભળે છે. પખીઓ માળામાં હાલતા નથી નાદના ધ્યાનમાં સ્થિર થઇ ગયાં છે-કારણ નાદ સાંભળીને રહેવાતું નથી. અર્થાત્ સાંભળ્યા સિવાય રહેતું જ નથી. કારણ એ નાદ એવો અદ્દભુત છે કે એક વખત કાને પડયો કે પછી તેને સાંભળવાનું મન થાયજ. વાછરડાં કાન દઇને સાંભળે છે અને દૂધનું પાન પણ કરતાં નથી અર્થાત્ ધાવતાં નથી. ગાયો પોતાના ગળાના-ગાળા-બાંધેલા બંધ-તોડીને કાને અવાજ સાંભળવા માટે ત્યાં જાય છે.

ખિલેલાં કમળો પાણીમાં સ્થિર થઇ ગયાં છે-અવાજ સાંભળવા માટે-તે જાણે સૂર્ય ઉગ્યો હોયની એવાં દેખાય છે. આ મોરલીના અવાજથી શંકર જેવા મહાયોગી પણ પોતાનું ધ્યાન છોડી રહ્યા છે. અર્થાત્ બીજા સાધારણ છોડે તો તેમાં નવાઈ શી ? પણ શંકર જેવા મોટામાં મોટા યોગીએ પણ પોતાની સમાધી મુકી દીધી છે અને ગાનામૃતનું પાન કરવા માંડયું છે. અને એ મોરલીના સ્વરનું આખા જગતને જાણ થયું છે. અર્થાત્ આખા જગતને એ સૂરની ખબર પડીછે. એટલે આખું જગત પણ એ સર્વના પ્રમાણે ગાન સાંભળવા માટે થંભી રહ્યું છે. એક તાન થઈ રહ્યું છે એ વ્યંગાર્થ.

### પાઠ ૩૦ મો.

નરદેવ=રાજા

સુતા=દીકરી

પ્રસંસા=વખાણ

સ્વયંવર=પોતાની મેળે વર પસંદ કરી પરણવું તે

સુર=દેવ

નરાદિક=માણસ વગેરે; એટલે રાજા
તનય=છોકરો
તનયા=છોકરી
સુરપુર=ઈંદ્રપુરી
પુણ્યશ્લોક=જેનું નામ દીધાથી પુ-ણ્ય લાગે એવો પુરુષ
સુજ્ઞ=ડાહ્યો; સારું જાણનારો
સંતાન=છોકરાં
મુખકાંતિ=મ્હોંનો ચહેરો
તાકાત=બળ; જોર
ભૂ=પૃથ્વી
ક્ષુધા=ભૂખ
દુર્ભાગ્ય=કમનસીબ.
પટ=વસ્ત્ર
વ્યાધ=પારધી
વૈદર્ભી=વિદર્ભ દેશના રાજાની પુત્રી; દમયંતી
સલુણી=મીઠી.
અહિ=સર્પ
વિરૂપ=બેડોળ; કુબડો; કદરૂપો
સારથી=રથ હાંકનાર
શીઘ્ર=જલદી; ઉતાવળો
નરમણિ=શ્રેષ્ઠ; રાજા
કળ્યા=સમજ્યાં–સમજાયાં
ધૂત=જુગાર
કિંવા=અથવા

વિદર્ભ દેશના રાજા ભીમકની પુત્રી દમયંતી નામે સુંદરીએ હં-સને મોઢેથી નળરાજાનાં વખાણ સાંભળી તેને મનથી વરી ચૂકી; અને મોટા સ્વયંવરની સભામાં દેવ અને માનવ વગેરેને તજીને તેણે વહાલથી નળરાજાની કોટે વરમાળ પહેરાવી.

એ દેવીના જેવી શોભતી દમયંતીથી નળરાજાને ગુણ અને રૂપને શોભતાં–અર્થાત્ ગુણ અને રૂપવાળાં એક છોકરો અને એક છોકરી એમ બે છોકરાં થયાં. રાજાએ ઈંદ્રપુરીના જેવાં મનને ગ-મતાં ઘણાં સુખો ભોગવ્યાં અને પુણ્યશ્લોક થઈને પોતાની કીર્તિ વધારતાં પ્રજાને પાળી પ્રજાનું પાલણ પોષણ કર્યું.

અરે ! જેને નઠારી દશા માથા પર ભમતી હોય–જેનું નઠારું

થવાનું હોય–તેને અવળુંજ સૂઝે છે. તેમ નળ રાજાને પણ અવળું સૂઝયું–તે પોતાના કાકાના છોકરા પુષ્કર સાથે ડાહ્યો થઇને–છતાં–જુગટું રમ્યો. એમાં હારી ગયો તેથી તેનું પોતાનું રાજ્ય પુષ્કરના હાથમાં ગયું—પછી વનવાસ ત્રણવર્ષ જવાનું હોવાથી—છોકરાંને મોસાળ મોકલ્યાં—છોકરાં મોસાળ ગયાં; અને વનમાં જવા માટે નળ દમયંતી એકેક વસ્ત્રભેર શહેર છોડીને નીકળ્યાં.

ઘણા નાજુક પગમાં શૂળો, કાંટા અને કાંકરા ઘણાજ વાગવાથી અને ટેકરા ચઢવાથી અને ઉતરવાથી ઘણો સખ્ત થાક બંનેને લાગ્યો. એટલું નહિ પણ ત્રણ ત્રણ દિવસના ઉપવાસ પણ થયા હતા તેથી ભૂખને લીધે આંખો પણ ઊંડી જતી રહી હતી. મુખ કાંતિ—ચહેરો ફીકો પડી ગયો હતો અને શરીરમાં તાકાત રહી નહોતી.

એટલામાં ત્યાં ભોંયપર બેઠેલાં ઘણાં પક્ષીને દૂરથી તેમણે જોયાં. ભૂખ મટાવવા માટે રાજા પોતાનું વસ્ત્ર તેમના ઉપર પકડવા માટે પાથરે છે. પણ અરે તે પક્ષીઓ તો રાજાનું વસ્ત્ર લઇને ઊડી ગયાં અને નળરાજાની—પક્ષી પકડી ક્ષુધા–ભૂખ–શાંત કરવાની આશા નાશ પામી—(પછી બન્નેએ એકજ વસ્ત્ર પહેર્યું.) આવું પોતાનું કમનસીબપણું (અભાગીપણું) જોઇને પોતાની જાતની પણ સ્થિરતા રહી નહિ અર્થાત્ દેહનું ભાન રહ્યું નહિ.

આવાં અસીમ દુઃખોથી બચવા માટે પિયેર જવાને નળરાજાએ દમયંતીને ઘણુંએ કહ્યું. પણ તે ગુણવંતી–ગુણવાન સ્ત્રીને પોતાના વહાલા ધણીથી જુદું પડવાનું બીલકુલ ગમ્યું નહિ. આખો દિવસ એ પ્રમાણે જંગલમાં ઘણી હેરાન થઇ હતી તેથી રાત પડતાં

બન્ને ઊંઘી ગયાં, અર્ધ રાતે નળ જાગ્યો અને **અડધું વસ્ત્ર ફાડીને દયા છોડીને** ચાલ્યો ગયો.

(છોડી જવાનું કારણ એકે એક સરોવરમાંથી નળને કેટલાંક માછલાં હાથ લાગ્યાં હતાં. તે તેણે દમયંતીને ઝાલી રાખવા આપ્યાં હતાં. દમયંતીના હાથમાંથી દેવના વરદાનને લીધે અમૃત ઝરતું હોવાથી માછલાં જીવતાં થઇ હાલ્યાં આથી સતીએ બીને તેમને છોડી દીધાં તે પાણીમાં ચાલ્યાં ગયાં. કેટલી વારે નળ થાકી–બીજા માછલાં પકડવાનો શ્રમ કર્યાથી–પાછો આવ્યો અને સતીને કહ્યું કે બીજું તો એકે મચ્છ હાથ લાગ્યું નહિ, લાવ, આપણે પેલાં મચ્છ વહેંચી ખાઇએ સતી શું ઉત્તર આપે?! ક્યાંથી લાવી આપે! સતીએ ખરી હકીકત નાથને નિવેદન કરી; પણ નળ રાજાએ તે માની નહિ કારણ કે તેનામાં કલિએ વાસ કર્યો હતો. આથી રાજાને દમયંતી ઉપર ઘણો દ્વેષ આવ્યો કે તું એકલપેટી થઇ મારા વિના બધાં માછલાં ખાઈ ગઇ? આ રીસથી રાજા રાતે દમયંતીને એકલી મૂકી સટકી ગયો)

કેટલીવારે સતી જાગી તો તેણે રાજાને દીઠા નહિ તેથી બેભાન થઇને પૃથ્વીપર પડી અને ઓ પ્રાણ! ઓ જીવન! ક્યાં ગયા?, એમ કહી ઘડી ઘડી રડતી, ભાન વિનાની થઇ નળને શોધતી શોધતી અજગરના મ્હોંમાં આવી પડી. ત્યાંથી દુઃખથી વલવલતી વૈદર્ભીને એક પારધિએ બચાવી.

પછીથી જેમ તેમ કરતાં પોતાની માસીને ઘેર તે જઇ પહોંચી ત્યાં કેટલાક દિવસ સુખ દુઃખે રહી પછી પોતાના પિતાના કુળગુરુ સુદેવની શોધથી તે મીઠી–મનોહર કાંતિવાળી નકી પિયેર પહોંચી. હવે નળરાજા દમયંતીને છોડીને નાઠા પછી કર્કોટક નામના સાપના

કરડવાથી કદરૂપો બની ગયો અને પછી અયોધ્યાના રાજા ઋતુપર્ણને ત્યાં રથ હાંકનાર તરીકે રહ્યો. પછી ત્યાં દમયંતી ફરી સ્વયંવર કરે છે એવી ખબર ઋતુપર્ણ રાજાને મળવાથી તે તથા નળ-સારથી રૂપે-ઉતાવળથી ત્યાં ગયો.-ઉતાવળથી બોલાવવાનું કારણ અશ્વ વિદ્યાની પરીક્ષા કરવાનું હતું.

ત્યાં ગયા પછી જોતાં દમયંતીએ રૂપમાં ઘણો ફેર દીઠો પણ લક્ષણો નળનાં જાણવામાં આવ્યાં-માલુમ પડેલાં તેથી એ બાળક અને દમયંતી હર્ષથી ગાંડા થઇને નળરાજાને મળ્યાં આ વખતે સાપના વિષની અસર નાશ પામી અને રાજા દિવ્ય સ્વરૂપ વાળો બન્યો-પછીથી પોતાનું રાજ્ય લેવા જતા પુષ્કર શરણે આવ્યો અને નળને રાજ્ય સોંપી દીધું અને એ પ્રમાણે ગયેલું રાજ્ય પાછું મળ્યું જો હરિની મહેરબાની હોય તો સર્વ અનુકૂળ બની જાય-જેવું જોઇએ તેવું મળી જાય-થઇ જાય. આ ઉપરથી સાર લેવાનો કે:—

સુખની વખતે ગર્વથી માણસે છકી જવું નહિ અને દુઃખની વખતે ગભરાઈ હિંમત હારવી નહિ અને સુખ દુઃખ હમેશાં ટકતા નથી-સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ એમ ચક્ર રૂપાંતર થયાંજ કરે છે એવી જે નીતિ છે તે પોતાનામાં ઉતારવી-એવું સમજી મન વાળવું.

વળી એ પણ સમજવું ને શિખવું કે ગરીબ હોય કે રાજા હોય તે પણ જુગારથી ઘણા દુઃખી થાય છે માટે એ દુષ્ટ નઠારા વ્યસનની પાસે કોઇએ કોઇ દિવસ પણ જવું નહિ.

# સમાપ્ત